# ઊર્મિ



રચનાર અને પ્રકાશક,

**શ્રી યોગેન્દ્ર**

( વલસાડ )

---

અનેક એવાં ક્ષણ દૃશ્ય સાથ હા!
સ્વરો કંઈ દિવ્ય નભે સુણું હું; ને
જગાડતા તે પછી સંસ્કૃતિ બીજી,
વધુ વધુ લીન સુગીતમાં થતાં.

સંગીતધ્વનિ, ઉદ્ઘાટન, શ્લો૦ ૧૪

---

પ્રથમાવૃત્તિ ઈ. સ. ૧૯૨૪

મૂલ્ય રૂ. ૨-૦-૦

# વિવેક

વિશ્વના અનેક દૃશ્યો અને દ્રવ્યો પ્રતિ ઘણીયે વખત હું કેવલ સ્તબ્ધ બની જોયા જ કરતો. તેસમયે જે વૈવિધ્ય અને નવચૈતનની ત્વરિત અને અવિભક્ત ભાવસંકલનાઓ સ્ફુરતી હેની અસંખ્ય હૃદયગ્રાહ્યસ્મૃતિઓ હું સાથે લઈ ફરતો. એકાન્ત અને અનુકૂલ સંયોગોમાં હેને તેવા જ રૂપમાં પ્રદર્શિત કરવાની મ્હારી ચેષ્ટાઓએ ભવિષ્યમાં કાવ્યનું રૂપ લીધું; અને આ કાવ્યસંગ્રહ જે પ્રગટ થાય છે તે આવી ચેષ્ટાઓના પરિણામે જ.

મ્હારાં સર્વ કાવ્યોમાં તે એક ભાવના દૃશ્યજગતના વિધવિધ દ્રવ્યોના નિરીક્ષણથી ઉદ્‌ભિત્ ઊર્મિપ્રલાપોને માનવહૃદયના વિભિન્ન અનુભવો, તત્વદર્શનના મૂલસૂત્રો અને સ્વાનુભવની છાયાથી રચી લઈ પ્રગટ કરવાની ચેષ્ટા–અતિશય પ્રબલ હતી.

'હૃદયપુષ્પાંજલિ' એક નિર્દોષિક્ષમારૂપે પ્રગટ થયા પછી, 'રાષ્ટ્રીયગીત' તે સમયના આન્દોલનોને અધીન થઈ લખાયું. 'સંગીતધ્વનિ' કર્તાના 'જગઅનુભવદ્વારે સરી જતા' સ્વરોસાથે સાહિત્યવિલાસિઓની દૃષ્ટિમાં આવ્યું; અને 'ઊર્મિ' પણ આજે

વિવેક

ત્રણેક વર્ષના અન્તર પછી આત્માનન્દની રસમયકલ્લોલરુપે મ્હારાં ન્હાનાં અને મુગ્ધ હૃદયમાંથી આકુલસ્વરે ઉભરાય જઈ ગુર્જરસાહિત્યને અર્પણ થાય છે.

ગુર્જરસાહિત્યને સમૃદ્ધ બનાવવામાં તે કેટલે અંશે ફલીભૂત થશે તેપ્રતિ મ્હારી દૃષ્ટિ નથી; મ્હને તો એ વિશ્વના અનેક દૃશ્યોથી જે સૂક્ષ્મ અને આલ્હાદક સ્ફુરણાઓ ઉત્પન્ન થઇ તે સ્ફુરણાઓ અને ભાવનાઓ જો તેવા જ રુપમાં વાચકહૃદયમાં સ્ફુરે તો તેથી હું મ્હારા કાવ્યના પ્રકાશનની અસિમ સફલતા ગણીશ.

યોગાશ્રમ;
હેરીમન, અમેરીકા.

# સૂચી



# ઉપોદ્‌ઘાત

હિન્દના અગ્રગણ્યતત્વચિંતક* ડૉ૦ સુરેન્દ્રનાથ દાસગુપ્તાએ એક દીવસ મિત્રભાવે મ્હને પૂછ્યું કે, "ગુર્જરસાહિત્યમાં કયાં કયાં પુસ્તકો વાંચવા જેવાં છે?" થોડો સમય શાન્ત રહી મ્હેં નિરુપાયે જવાબ આપ્યો, "ગુર્જરસાહિત્ય સાહિત્યતરિકે ઓળખાવાની સ્થિતિમાં હાલ નથી. એકાદ બે જાણવા જેવા ગ્રન્થો સિવાય, આખું ગુર્જરસાહિત્ય ભાષાન્તરો, ભાવશૂન્યકાવ્યો, નવલકથાઓ અને નાટકોઆદિનું જ બનેલું છે." આ પ્રસંગને આજે થોડાં વર્ષો થયાં, પણ મ્હારો ગુર્જરસાહિત્ય માટેનો અભિપ્રાય હજી જેવોનેતેવો જ છે.

---

* "હિન્દુસ્થાનના તત્વજ્ઞાનનો ઇતિહાસ, ભાગ ૧ લો-૨ જો" (A History of Indian Philosophy, Vol. I & II; Cambridge University Press.) અને એસિવાય બીજા સ્વતંત્ર તત્વશોધનના ગ્રન્થો લખી ડૉ૦ દાસગુપ્તાએ પ્રાશ્ચાત્યદેશોમાં કોઈપણ હિંદીને તત્વવેત્તાતરિકે ન મળેલું માન મેળવ્યું છે. આના પરિણામે આ વર્ષમાં નેપલ્સ (ઈટલિ) માં ભરાયેલી "આન્તરરાષ્ટ્રીય તત્વવેત્તા-પરિષદ" (International Congress of Philosophers) માં ડૉ૦ દાસગુપ્તા હિન્દના તત્વજ્ઞાનના પ્રતિનિધિ તરિકે એકલા જ ચુંટાયા હતા.

માનવહૃદયની વૈવિધ્ય અને વૈચિત્ર્ય ભાવનાઓને પ્રદર્શિત કરવાનું જો કોઈપણ શ્રેષ્ઠસાધન હોય તો તે સાહિત્ય છે. સાહિત્યના ઉત્કૃષ્ટઅઙ્ગરુપ કાવ્ય મનાય છે. ગુર્જરગિરામાં સ્વતંત્રકાવ્યોની ઉણપ મ્હને એકને જ જણાય છે એવું નથી, પણ વાચકવર્ગનેયે ત્હેની ખોટ પુરી પડેલી જણાતી નથી. વેદસમયથી તે અત્યારસૂધીમાં અનેક કવિઓએ સહસ્રવિધ કાવ્યો કર્યાં છે એટલે સ્વતંત્રકાવ્યોમાંયે કોઈક સમયે ભાવનાની પુનરાવૃત્તિ થાય એ સ્વભાવિક છે, પણ એ ભાવનાઓને પ્રદર્શિત કરવાની શૈલીમાં પલેપલે નવીનતા અનુભવાની જીજ્ઞાસા સામાન્યવાચક માટે વધુ પડતી ન ગણાય.

કાવ્યમાટેની મ્હારી માન્યતા સહજ વિષમ છે. 'મેઘદૂત' અને 'ગીતગોવિન્દ' એ કાવ્ય, અને મ્હને તો 'વેદો,' 'ઉપનિષદો' અને 'ગીતા'યે કાવ્ય જ. જે 'રસાત્મક વાક્ય' કે વાકયોથી ચિત્તમાં વિચાર મન્થન, કલ્પના, ભાવના અને નવચેતનાદિ જાગૃત થાય એ સર્વે કાવ્ય. એક અર્ધનગ્ન સુરુપલલનાના દર્શનલાભ પછી જે અનેકવિધ કલ્પના અને ભાવનાઓની પરંપરા ત્હેનાં સર્વાઙ્ગના અનુભવની તિવ્ર અને આત્યન્તિક લાલસાને અર્થે થાય છે તેવી જ ઉગ્ર અને પ્રબલ ભાવના, તેવી જ સતત વિચારશ્રેણી અને કલ્પનાની ગ્રન્થિ કાવ્યના વાંચનથી વાચકના મુગ્ધહૃદયમાં રચાવી જોઇએ; અને ત્યારે જ તે પદ્યકૃતિ કેવલ

શબ્દચાંચલ્ય નહિ પણ એક જ્વલન્ત, પ્રોત્સાહક અને અન્ત:પ્રેરિત કલાકૃતિની અન્તિમમર્યાદાએ પહોંચી ગણાય.

'રસાત્મક વાક્ય' સંગીતરુપે હોવાનો વિશેષલાભ તો ઉભયના સાયુજ્યથી થતી મૂલભાવનાની અભિવૃદ્ધિ. આથી એવું માનવાને કારણ ન હોવું જોઇએ કે, રસશાસ્ત્રના નિયમોથી મર્યાદિત્ કરેલા છન્દોનો, ભાવપ્રવાહને યોગ્ય વહન આપતાં, કવિ વિપર્યય ન કરી શકે. પણ આથી ઉલટું કેવલ વ્યક્તિત્વ દર્શાવવાને જ જો સ્વેચ્છાથી છન્દવિપર્યય કરવામાં આવે તો તે જેટલો આકર્ષક નથી તેટલો જ ક્ષમ્ય પણ નથી.

શ્લોકભંગ, શ્રુતિભંગ, યતિસ્વાતન્ત્ર્ય અને વૃત્તસંયોગ વિષયે પણ ઉપર પ્રમાણે જ સમજવું. જ્યાં જ્યાં કાવ્યભાવપ્રવાહનો કેવલ શાસ્ત્રોક્ત બનાવવાને અર્થે જ ભોગ આપવો પડે અને કૃતિઓને નિયમબદ્ધ કરવાને અવ્યવસ્થિત અને અપંગ બનાવવી પડે ત્યાં ત્યાં અર્થ-ભાવનાને જીવન્ત રાખવાને લીધેલી છુટમાટે કવિ સહજ પણ દોષિત નથી. મ્હારા ધારવાપ્રમાણે કાવ્યમાં અગ્રસ્થાન ભાવનાને આપવું જોઇએ, અને એ ભાવનાનું પોષણ જે વ્યવસ્થાથી વિશેષ થાય તે રીતિયે ત્હેને સુયોગ્ય વહન આપવું. ભાવપ્રવાહનો અવરોહ એ કાવ્યના આત્માનો નાશ કીધા બરાબર છે; અને આવી કૃતિઓ ગમે એટલી શબ્દમાધુર્યપૂર્ણ અને

નિયમબદ્ધ હોય તોયે તે અત્યંત શુષ્ક અને કર્કશ લાગ્યા વગર ન રહેવાની. પ્રત્યેક અપવાદનો દુરુપયોગ તો થાય છે જ એટલે આમાંયે કેટલાંક સુવ્યવસ્થિતવાકયોની સાથેસાથે બે ચાર કડીઓ કાવ્યની લખી ત્હેને કાવ્યો મનાવવાની કેટલાક લેખકોની ખેંચાખેંચી અવશ્ય જેટલી હાસ્યસ્પદ તેટલી જ દુઃખદ છે

ભાવનાઓની પસંદગી માટે કવિ હંમેશ સ્વતન્ત્ર હોતો નથી; પણ એટલું તો માન્ય કરવું પડે છે કે, અલ્પકાલીન્, સંકુચિત્, કેવલ વર્ણનાત્મક અને વાચ્યાર્થસૂચકનગ્નભાવનાઓનાં કરતાં સર્વકાલીન્, ગંભીર, 'શબ્દાર્થપરિમલગહન,' ધ્વનિત અને આધ્યાત્મિક જીવનને ઉન્નત કરનારી ભાવનાઓ વિશેષ હૃદયગ્રાહ્ય અને ઉત્તેજક છે. અને એથીયે વધુ પ્રકૃતિના અગાધ સૌન્દર્યપૂર્ણ દ્રવ્યોમાં આવી ઉત્કૃષ્ટભાવનાઓનું વ્યંગ કે ધ્વનિતાર્થે આરોપણ જેટલું કઠિન તેટલું જ ઇચ્છિત છે. તત્વચિન્તકકાવ્યોમાં અગર કાવ્યોમાં તત્વચિન્તનનો ભાવ શાન્તરસના સમ્મિશ્રણ સાથે જો આ રીતે દાખલ કરવામાં આવે તો તે સુવર્ણમાં સૌગન્ધસમાન થઈ પડે. તત્વજ્ઞાનના ગૂઢવિષયને લોકપ્રિય કરવાનું આ એક સમર્થસાધન છે. આવુ ગ્રથન કવિ ટાગોરની કાવ્યકૃતિઓમાં વિશેષ અંશે આપણને જોવાનું મળે છે; ગુર્જરસાહિત્યોમાં આવા પ્રયત્નો બહુધા ઓછા છે.

સાહિત્યમાં ટીકાકારોનું સ્થાન અને કર્તવ્ય પણ કંઈ ઓછું અગત્યનુ નથી. ગુર્જરસાહિત્યમાં ક્હેવાતાટીકાકારોનું પ્રમાણ મ્હને કંઈક હદથી વિશેષ લાગ્યા કરે છે. જેને સહજ લખતાં આવડ્યું ત્હેને ટીકાકારનું રુપ લેતાં અહિં ઘણો સમય લાગતો જણાતો નથી. ટીકાકારનું કાર્ય અતિશય જોખમભર્યું તેમજ અનેક વિઘ્નોથી રચિત છે. તુલનાની સ્થિતિએ આવવાને માટે જેમ પરિક્ષકને વિદ્યાર્થીના કરતાં વિશેષ જ્ઞાનની આવશ્યકતા ર્‌હેલી છે તેમ ટીકાકારને માટેયે અમુક અવસ્થા-શ્રેણી અનિવાર્ય છે. અને આવી આદર્શવ્યકિતસિવાયની અન્યસર્વની ટીકાપ્રતિ કવિએ દૃષ્ટિ કરવાનીયે જરૂર નથી.

ટીકા કરતી વખતે, એક ન્યાયાધીશ જેમ ત્હેના કેદીને ઓછામાં ઓછી શિક્ષા કરવા તરફ જ પોતાનું લક્ષ્ય રાખે છે તેમ ટીકાકારેયે અનાવશ્યક આઘાતો ન કરવાની હંમેશ વૃત્તિ રાખવી જોઇએ. કવિની અગોચર મનોમય ચેષ્ટા સતત એક સરખી હોતી નથી, અને ત્હેના જ ફલરુપ ત્હેની કલાકૃતિઓ પણ સર્વ જ આદર્શરુપ ન હોય એ સ્વભાવિક છે. 'ગીતગોવીંદ', 'મેઘદૂતા'દિમાંયે કોઇકોઇ ભાગ ત્હેના અન્ય ઉન્નત ભાવો જેટલો આકર્ષક કે માધુર્યમય નથી લાગતો. આવા અલ્પ ભાવસ્ખલનો કવિનો કંઇ ભયંકર અને અક્ષમ્ય ગુન્હો નથી.

કાવ્યકૃતિયોમાં જે ઉન્નતભાવનાઓ હોય તેહેને શોધી શોધીને ત્હેની રસપુર્ણ અર્ધનગ્ન ભાવનાઓને સાહિત્યવિલાસીઓના વિલાસાર્થે વિશાલ રુપમાં દર્શનીય બનાવવી એ ટીકાકારનો મૂલ ઉદ્દેશ હોવો જોઇએ. કમલના સૌન્દર્યરસાનુગુણગાનનો ભોગી ભ્રમર જેમ ત્હેના મલીનપંક સાથેના સમ્બન્ધને સર્વથા ભૂલી જાય છે તેમ ઉત્તમ કાવ્યોમાંની અલ્પસ્વલ્પ ન્યુનતા પ્રતિ ટીકાકારનું દુર્લક્ષ્ય અતિ ઇપ્સિત છે હંસ જેમ ક્ષીર નીરને વિવેકબુધ્ધિથી જૂદાં કરે છે. તેમ ટીકાકારેયે ઉત્તમ કાવ્યોથી દોષિત કિંવા અલ્પભાવમય કાવ્યો જૂદાં કરી ઉત્તમ કાવ્યોને ત્હેને યોગ્ય સ્થાન આપવું. દોષિત કાવ્યોમાં જો સૂચનાથી આવર્તને વિશેષતા આવી શકે એમ હોયતો જ યોગ્યસૂચનાઓ આપવી, નહિતો તે કાવ્યોને પડતાં મૂકવાં એ જ ઉત્તમ છે. આ સિવાયના સર્વ ચુંથણાં વાચકવર્ગમાં અરૂચિ ઉત્પન્ન કરેછે એટલું જ નહિ પણ સાહિત્યનેયે શિથિલ અને નિરસ બનાવે છે.

નિર્જીવદોષોને દુર્બીનની માફક વિશાલરુપમાં બતાવવાના અને તેથી પોતાના બુદ્ધિચાતુર્યના પ્રદર્શનના હાલના ટીકાકારોના વ્યાપારપ્રતિ મ્હને સહજપણ સહાનુભૂતિ નથી એમ કહેવાનું હવે બાકી રહ્યું નહિ. એ સિવાય ટીકાકારોમાં વાળાઓ કરવાની વિચિત્ર પૃથા તેટલી જ આદરણીય નથી. આ અનિશ્ચિત પ્રવૃત્તિમાં જ્યારે ઇર્ષાનુ સમ્મિશ્રણ થાય છે ત્યારે તો તે

અતિશય મલિનરૂપ લે છે અને ત્હેની મલિનતા અને દુર્ગન્ધ કેવલ નૂતનપુષ્પપરિમલને કલુષિત બનાવે એટલું જ નહિ પણ ત્હેની મૂલવેલી-સાહિત્યનેયે ગલિત બનાવે છે. ગુર્જરસાહિત્ય આગળ નથી વધતું ત્હેનાં અનેક કારણોમાં આ પણ એક અઙ્ગ છે.

આ સર્વ ઉપોદ્ઘાતમાં લખવાનો હેતુ તેમજ એનો આ કાવ્ય-માલાસાથેનો સમ્બન્ધ કેવલ વિનયને અર્થેયે વધુ સ્પષ્ટ કરી શકાય એમ નથી. વાચક તે આવા દોષ છતાં યથાર્થ સ્હમજી શકશે એવી હું આશા રાખું છું. અન્તમાં મ્હારા પરમમિત્ર ડૉ૦ દાસગુપ્તાના શબ્દોમાં સહજ ફેરફાર સાથે મ્હારે એટલું જ કહેવાનું રહે છે કેઃ—

નિખિલમનુજચિત્તં જ્ઞાનસૂત્રૈર્નવૈર્યઃ
સ્રજમિવ કુસુમાનાં કાલરન્ધ્રૈર્વિધત્તે ।
સ લઘુમપિ મમૈતં કાવ્યવિજ્ઞાનતન્તુ
ઉપહૃતમતિભક્ત્યા મોદતાં મે ગૃહીત્વા ॥

વલસાડ,
૨૭ જુન ૧૯૨૪

પ્રભુ! ત્હારો આ અકાલવિરહ

અઙ્ગેઅઙ્ગે શું જાગે છે;

અતુલ ત્હારૂં મુગ્ધ સ્વરુપન્

હૃદયવીણાએ વાગે છે.

સકલજીવન ઉદાસ કરીને,

કંઇક સંગીતધ્વનિરુપે જે

બ્હાર વહે તે વિરહ ત્હારો જ

મ્હારા હૈયામાં વ્યાપે છે.

(હૃદયપુષ્પાંજલિ)

# ऊर्मि



## उत्सर्ग

अभ्यस्त पृथ्वी—

उठी स्फुरशी ऊर्मि रसदस्थूलउपभोगनी
अनेक कृति निरखतां, मनतरङ्गमाळा रची
करी हृदय तुष्ट, ने स्वजननेय संतोषवा
वही कवन मंजुले,
उछाळी स्वरस्पन्दने
असीम क्षणकल्पना जई ठरी सुकाव्यौघमां. ६

गुँथ्या मनगम्या प्रकृतिलसितमनुभावने,
खीलावी प्रतिदृश्यमां अयूततर्क चेष्टामिषे,
सींची रसध्वनि, मृदुकुसुम एम भेळां करी
परोवी तत्त्वतन्तुए,
रचन्त मुज मालने
वधावुँ रसभोगीकाज शुचिपुष्पना पुञ्जमां. १२

हशे कंइ प्रफुल्ल फुल सुरभिअभिरुचिद
हशे कंइ कली अलिहृदयने गुँ ललचावती
अनन्त रससागरे
विशुद्ध, अविलोल: ने
शके कयम विरोध ओध निजमूलथकी पछी ?
बहो, रसिक तोपजो विविध गन्धविलासथी. १८

# उषा

मालिनी—

नहि रती जगमां हा ! शून्य आ विश्व त्यारे
विमल कनकदेही सुन्दरीना वियोगे,
कदि नहि झुरतुं शुं हिमना अश्रु ढाळी ?
सखीविण सूनी नलिनी, गाळी कष्टे तथापि
रजनी दु:खद, हा, हा ! देवीनी दृष्टि साथे
मळी निज दृग, ने जो ! ने हसे केवी होंसे !

गगन कनकजेवुं देवीना पादस्पर्शे
झळकझळक थातुं; मुक्ति ना पाम्युं होये
तिमिरततिथी, उषादेवीना मृदु हास्ये,
जगत्‌पण दीसे छे उर आनन्द वातुं
मलयअनिलथी; ने वेलीना पत्रपत्रे,
कुसुमित कलीओ ने पुष्पनी पांदडीए,
शरमभर्युं हसी; ने भूमिये रोमकुपे
पुलकित थती-हा, हा, देवीधन्यप्रभाव !

सुखद्किरणवाळी साडी विचित्र धारी,
रमत करती मेघे-पाळवे आडुं जोई,
दिनमणिसह हेते, अङ्ग धीमे उंघाडी,
प्रणयमय बनेली, कण्ठ माधुर्य्यनी शी
धरी नव रसमाला, छाम सुवर्णमां ते
मुकी गति, जगने हा ! अर्पवा केवी दोडे.

मम उर थतुं एथी हुंय देविनी साथे
गति दउं जगने को' प्रेम माधुर्य्यपूर्ण !

# सूर्य्य

शिखरिणी—

उग्यो त्यारे तो जो ! धमकभर्युं रागे उर हतुं;
तपी तेजे दीसे गगनपण सुवर्ण सरखुं.
अने त्यारे लाग्युं, म्हने त्यारे लाग्युं,
'कदिपण नहि अस्त रविनो
'थशे युगान्ते वा नवकनकज्योति धीमी पडे.'

अहा, आव्यो मध्ये किरण तहिं तेजे शुं झळके !
महाज्योति त्यारे ग्रही पृथ्वीने ले,
अने कंपावे ते गगनदळने स्वद्युतिबळे.

हवे शाथी त्हेनां किरण सउ धीमां पडी जतां,
अने नीचेनीचे हजीपण वधु ते उतरतो ?
नथी ते त्हेनां हा ! प्रथम किरणो ते समयनां,
अने ते ज्योति ना गगनदळने भेदी शकती.

हवे जो, ते पहोंच्यो दूरक्षितिजकिनारी पर, ने
हशे डूब्यो त्यांथी जळधिपटने पार उतरी. १४

गयो ते ने त्हेनुं बल किरणसाथे सउ गयुं;
वधु ना सम्भारे जगत्‌तळमां को' जन हवे.
भूलायो, भुंसायो रजनी बधी, ना शेष स्मरण
रह्युं त्हेनुं बाकी. १८

# बीज

मन्दाक्रान्ता—

केवुं न्हानुं ! जगत् सघळुं एहनुं एनीमांहि.
शुं हुं मानुं मूळस्वरूप ए ? ना, कदि ना मनाय !
झीणां अङ्गो धरी क्यम शके गर्भ विराट जेवो ?
ना, ना फवुं-तदपि नयने जोउँ ए सत्य वा शुं ?
दृष्टि होये विषम कदि तोये न कां बीजमांथी
सृष्टि बीजी नव थती दीठी. ६

के न विराटरूपे,
सृष्टि घेरी त्रणपदमहिं विकसी मूळरूपे !
ते रूपेये बीजरूप हतुं गर्भमां न्हानु ज्यारे. ८

हा, हा ! केवु परम सत् जे गुप्त छे गुप्तथीये,
ने उंडु, ते अणु अणुमहिं, व्यक्त दृष्टि न देखे
तेथी लागे विषम सघळु जे बधुं सत्यरूपे,
ने त्हेमांथी वनवन बने बीज छे एक तोये. १२

# मेघ

शालिनी—

धारी जरे को' गतिने, स्वच्छन्दे
खेले छे जो ! तेह विशाल व्योमे;
ने दोडे ते वेगथी सौ दिशाओं,
जाणे कीधुं निजअर्थे ज व्योम !

भेटे छे ते प्रेमभानुप्रभाने,
लागे तेथी, कृष्ण तोये शरीरे,
जाणे खील्युं होयनी स्मित दैवी !
शोभी रहेतो श्वेत, शुद्ध स्वरुपे.
आवीरीते खीलतो अर्कबिम्बे;
ने जो ! ढांके पेली छाया रविने,
– ए छाया ना अन्यनी, छे वपुनी –
लागे तेथी ते तिमिरेभरेलुं.

छोडी त्यांथी ए लीला देहकेरी,
जो, ते आवे वेगथी; शा निमित्ते ?

पामी जूदां हा! परिवर्तनो शां
चुम्बे धीमे, उदधिना सलिले;
जोतो जोतो निजछाया पडेली,
–स्नेहे जाणे भेटतो होय खरे,
जूदी जूदी ऊर्मिओने रविथी–
वारिना, जे रूप स्व, सागरे त्यां.
जो, जो! एवी रीत क्षितज पहोंच्यो,
ने त्यांथीये दूर जातो दीसे ए– २२

नीचे आवी त्यांथी उंचो चढे छे,
लीला एवी केम कोंथी कळाय! २४

# क्षितिज

वसन्ततिलका—

ए दूर शुं नभ अने दधि एक थातां,
के झीणी रेखसम कैंक बीजुं जणाय?
वा दृष्टिनो कदि न होय शुं दोष तेथी
लागे म्हने गगनने जल एक थातां? ४

शुं ए हशे मिलन दैवी, न मानवीथी
उकेली ए कदि शकाय, विना गये त्यां? ६

हा, हा! म्हने स्मरण छे –
त्यां तो जतो सुरज म्हें गतकाल दीठो,
शुं तेहने खबर त्यांनी हशे कशीये?
शुं त्यां गयो जन फरी शके आवी आंहि;
ने तेम तो सुरज ना क्यम भेद खोले?
ना भेद ए क्षितिजनो जन खोलशे शुं,
वा त्यां जई खबर को' फरी लावशे ना

के, 'ए जणाय क्षितिजे नभ एक थातुं
ते सत्य वा क्षणिक भ्रान्ति न चित्तकेरी'? १४

शुं एथीये हजी वधु दूर कैंक होशे,
के एज छे नयनने सउ जाणवानुं?
मुझावुं हुं नयननी न्यूनता गणीने,
भेदी न जे पट शक्यां, अह! तो करुं शुं? १८

ना जोयुं त्यां जई किंवा न को' मर्म्म खोले
के 'त्यां रह्युं क्षितिजमां नव शुं भरेलुं!' २०

# न्हानी कळी

शिखरिणी—

दीसे न्हानां अङ्गो, तदपि कंई माधुरी भरी छे;
हजी ना दीठुं आ जगत् सघळुं तोय हसती. २

हती न्हानी ज्यारे हजीपण वधु आवी प्रथमे,
नहि ए शुं जाणे निजजीवन निर्मायुं प्रणये;
'दिनेदिने म्होटी विकसित कुसुमे थई पछी
'भरेलुं पोतानुं मधु भ्रमरने ए ठलवशे;
'अने मोहे जेथी भ्रमर सउ एवा परिमले
'प्रकाशे किन्तु, ए क्षणिक रमतो सौ नवीनकी!' ८

उगे, खीले, फुटे, भ्रमरसह हेते रमी झीये;
अने ते उगेली, घडी स्थिति धारी,
क्रीडा कर्तां कर्तां, मधुरकळी न्हानी विरमशे.
अने त्यारे त्यारे – १२

हती ना पूर्व्वे जे कदि नहि हती ते थई जशे
अने स्थिति व्हेनी क्षणिक नव को' याद करशे! १४

# सन्ध्या

मन्दाक्रान्ता—

सन्ध्याभानु गगनतळमां मन्द ज्योति प्रसारे,
ने भेटीठे नलिन, रजनी गाळवी छे वियोगे.
थातां छुटां प्रियहृदयथी होय ना रक्त नेत्र
तेवीरीते दुःखीहृदयनो सूर्य्य जो अस्त थाय. ४

धीमेधीमे निजगृहपति आवतां पंखीओ त्यां
विश्रान्तिना गभीर उदरे शान्तिमां शान्त थाता. ६

शालिनी—

पीळी राती ज्योति निकम्मरे शुं
गुंथी लेती प्रेमना मर्मचिन्हो—
भिन्न थाता आप्ततंतु द्रवी जे
क्षितिजे ते, भेख वैराग्य माटे ?
के ना होये आभ सुवर्णनी जे-
मां मूकी शान्तिना पुष्प मृदु,

સન્ધ્યાદેવીઅર્પતી હોય્ ન સૂર્યે
વચ્છિ ત્હેની ક્ષેમ રાત્રિ-ગતિને ! ૧૪

વા ના તેથી ભેદ ઉંડો રતિનો
હોયે મુગ્ધાહાર્દને જીતવાને
વિયોગે ! ૧૬

માલિની—

અધિક રસદ તેથી ગુપ્ત ચેષ્ટા રતિની
ગગનપટ રહીને શૂન્ય કાસાર પૂરે
નવીન વિષમ ઊર્મિથી. શશી અભ્ર ઢાંકી
પટ કરી, મૃદુ હાસ્યે, ફેંકતો શું કટાક્ષ
રતિમય કુમુદીને, સૂર્ય્યને આર્દ્રપૂર્ણ. ૨૧

નભરહી રતિકેલી સ્થૂલ ઉપભોગવાને
પ્રતિક્ષણ અવનિશું આવતા શુદ્ધઅંશુ.
જગઅનુભવ જૂદા બદ્ધ તે અંશુઓના
નવ નવ પ્રતિદૃશ્યે એક હોયે તથાપિ,
હૃદય વિષમ જેવાં. ૨૬

# मत्स्य

अश्वनी गीत—

डूबी तोय नहि भींजती आ
देह 'अद्दश्य रससागरमां,
ज्यां ऊर्मि खंप्रति उछळतां
वेरे वारिने. ४

ऊर्मि शिख चहडी पडतांयें
लेश न लेपन अङ्ग जणाये,
विटातुं वारिथी तोये
जूदुं जो! लागे.
जो, निधिनीरमां भेळातुं,
रसवमने सुरस उर पातुं;
पीतुं तोये
तृप्त न जो, जो! ए उर छे केवुं!
उर विशाल धरन्तु देह ए
सौ विचिजलमां फरतुं रहे,

फरतुं ने जोतुं –
    तोये ना भेद धरे रूपे. १६

इन्द्रवज्रा—

ते रूप जुदुं न रहे विधिथी
जे पोषतां स्थूळ स्वरूपतत्त्वो;
तोये रही भिन्न जळपद्मजेम
साधे पछी अन्तिम हेतुने ते. २०

# जलधोध

वसन्ततिलका—

आ जो वहे गिरिथकी जलधोध कारी,
नीचे धीमे उतरतो – मूलथी न एचो !

त्यां ए हतुं झरण न्हानुं मृदु रतिनो
जागृत भाव करतुं, रस निर्मले हा !
केवुं ? अहा, त्यजी तहिं निजजातिने ते,
निर्दोष रूप-शुद्ध बालपणुं मूकीः ने

जो, जो ! थई सरित नारीरूपे पछी ना
ते भावशुद्ध, यदि मोहित तेह करती,
ने स्त्रीचरित्र सघळां भजवीः-तरङ्ग
नर्तन धीमुं, कुजितगान रवे करन्ती,
ने चक्रनाभी रविस्पर्शे हसी बतावी,
जो ! ते हरे मन—

अहा! मूकी ए बधुं, ते
छे आ बन्यो पुरुष – हा, जळधोध केवो
गम्भीर व्हे, भयरचित न मूळ एवुं !
छे रौद्ररूप-कदि बन्धु न काळकेरो
त्हेना बधा गुण ग्रहे जळस्थूळरूपे !
ने एथीये गभिरनाद करे उछाळी
वारिकणो, कदि कदि करी बन्ध त्यांनी
क्रिया बधी, दृगथी गोपन राखवा, ने
पाषाण भेदी–कदि त्यां अह! त्यां अफाळी
ते धोधना जळचरो, रमतां स्वच्छन्दे
ने लेश ना भीति कळी हृदये वहेतां.

मन्दाक्रान्ता—

खेंचे सौने निजबळथकी, उर ना प्रेम, वा तो
भीने त्हेनुं जळहृदय हा! गुणशुं वज्र जेवुं ! २४

जाति जूदी, रूप गुण जूदां, मूळमां एक तोये.
केवो कारी ? अमळ प्रथमे,
कथी नहि शकुं— २६

# कमल

शिखरिणी—

खीले पेलुं जोने, कमल रविना शा किरणथी,
अने तेथी पेलो रविपण हसे जो, नभविषे!
हशे एवुं ते शुं कुदरतमांहिं जे खीलवतुं
कदि खीले जे ना विधविध उपायो अति कर्ये!
हजीतो ते उगे कनकमयज्योतिर्किरणथी,
तहिं बीजां खीले सुवधुकमलो जे रही गयां. ६

अहो! तेवे केवो भ्रमर उडतो त्यां लटी पडे,
अने केवां पद्मो रसिकअलिने चुम्बन करे!
वळी शुं ए? हा, हा! –
हवे केवो धीमे नलिन'पर ते भृंग भमतो!
अने तेवी रीते,
भूली प्हेलांने ते
खरे, भेटी लेतो सउ कमलने निज गणीने.
अहा! केवां हेते नलिनपण खोले हृदय, ने

वळी चुम्बे पाछां, करी क्रीडा हेते
रसमय बनी त्यां भ्रमरने. १६

अरे, केवां जूठां प्रणयीहृदयो जे कमलशां
त्यजी दे पोतानां रविसम पियुने सहजमां ?
अने तेये केवुं ?–
हजी तो ते आभे कनकमयज्योतिथी झळके,
छतां त्हेनी स्हामे, अरे, त्हेनी स्हामे
हृदयपट खोले भ्रमरने ! २२

म्हने लागे त्यारे जगत्‌रति जोतां कदि कदि,
रही शंका तोये, 'हशे शुं एवीये
कुदरततणी रम्यकृति ना,
करावे जे आवुं–प्रणयीउर चाहे न कदि जे.' २६

# हृदय

हरिणी—

हृदय मम आ कुदे शाथी? न जाणुं बीजुं वधु
पण जलधिनी ऊर्मिओसः हशे कुदतुं कदि,
मिलन करतुं छन्दोरूपे, मिलावी स्वतालने. ३

स्हमजी शकुं ना उंडा भावो कदिकदि स्फुरताः
पलपल नवा भाव स्फुरे-बधुं स्हमजुं कयमे?
ममहृदय हुं जाणुं तोये बीजां वधु जे हशे
कयम करी उकेलुं हुं भावो ऊंडा ते उरना,
निजहृदय जे पूर्णरीते हजी स्हमज्युं नथी! ८

विधविध पडे चित्रो एमां, अने गत्कालनी
छवि पण रही साथेसाथे; बधुं उकले कयमे?
अहह! तदपि दृष्टि पामुं सउ उर निर्खवा,
वळी कदि मळे कुंची जेथी उरो सउ खोलुं हुं- १२

विर्षम, नव ने उंडा भावो अहा! सउ जाणतां
रुदन करुं के हास्य त्यारे? कशुं स्हमजुं न हुं! १४

# पर्ण

वसन्ततिलका—

जेवुं विचित्र जग आ अह! तेवुं पर्ण.
ने एथीये हजी वधु रूप एह केरुं—
गुंथायलुं विविध न्हानी नशोथी झीणुं
सुरङ्ग जे हरितथी मन खेंची लेतुं.

आव्युं, हती कुंपल, एवी अनेक जाति
शोभन्त वेली सुखदानवपल्लवोथी;
रातुं हतुं, जतुं रह्युं, लीलुं ते बन्युं, जो!
पीळुं थयुं–हजी कंइ परिवर्तनो छे?
हा, ते पड्यु, तुटी पड्यु, नव ते जशे शु
जे डाळीए प्रथम ते लटकी रह्युं'तुं?

त्यां ए हतुं प्रथम केवुं सुखे रमन्तुं,
उंचे रही ध्वज शनी जय विश्वकेरो,

मन्दाक्रान्ता—

धीमे धीमे फरफरी अनिले, करी नृत्य हा, हा!
जो केवु ते सुरजकिरणोथी हसे स्पर्श थातां! १४

जाण्युं कोणे-परण पण ए तुच्छ जेवुं जणातुं

शार्दूलविक्रीडित—

छे आ विश्वथकी विशेष गूढ, जेमां बधा नियमो छे ? १६

# प्रभाकीट

वंशस्थ—

मृदुमृदु तेजनी अंशु वेरतो,
क्षणिक स्थिति नहि धारतां उडे;
हजीय जो! अन्य सूतेजराशिने,
मुकी प्रभा निज, जगे ए शोधतो.

कवि न जाण्युं, 'निजमां प्रभा ज छे,'
न वा वन्युं एम कदापि होय के,
'महा बीजी ज्योति विशेषशुद्ध, ने
'प्रपूर्ण, छे भिन्न वॉ शान्त, दिव्य ते.'
अते पुरुषार्थ करे—
अहा! जडे
कयमे करी, जे भूली रूप, शोधतो
बीजुं जगे; ते कदि ना कदि जडे?
–न एम तो पछी थशे शुं कीटनुं?

तर्हि पछी विद्युत शुं क्षितिजमां !
मीँचाइ तेथी नयनो जतां हतां;
खूल्यां क्रमे अन्तरचक्षु दिव्य, ने
भूल्यो प्रभाकीट विमोह अन्यनो. १६

अने कंइ बोध थयो गणी, उरे
लज्जा प्रभाकीट धरे स्वभूलनी. १८

# कोकिल

उपेन्द्रवज्र-वसन्ततिलका—

ए वृक्षडाळे छुपी कोण बेठी,
ने शब्द मीठा थकी विश्व पूरे ?
जो के जगे शब्द अनेक स्फुरे,
ना एसमा स्वर कदिपण सांभळ्या म्हें.
हा ! ए स्वरो कैंक उंडा जता, ने
तेथी वधु जागृत चित्त थातुं;
– जाणुं न केवा मनभाव स्फुरे
तोये म्हने जगत् आज रसिक लागे.

शुं ए हशे स्वरप्रभाव कदि न एनो
के चित्तमां नवीन कोइ विकार जागे ?
त्रा दूति ए मदननी न शुं होय तेथी
जागे रति आज विशेष म्हारी ?

– हा ! ए उडी, छुपी मूकी निज डाळीने, जो !
ने बेठी पाछी वधुमोरभरेलीडाळे;

ते आम्रवृक्षपण शोभित तेथी लागे,
ना जोड विश्वे कदि होय वेने!

वसन्ततिलका—

छे श्यामअङ्ग तदपि दूति एह ना शुं
केवी गमी मदनने उर खोलवाने?!
ने एवुं तो रस कदि सउ भेद जाणे
के 'श्याममां कंइक उज्ज्वलता रही छे,
'ने छे बधुं विषम सृष्टिविषे गुंथेलुं?'

# हरिण

मन्दाक्रान्ता—

दोडे वेगे, रव श्रवणमां कैंक झांखो थतामां;
विणासुरो रस हरिणनी ईन्द्रियने पोषनारां.
जाणे ना क्यां गति निज थती, हेतु शो उच्च त्हेमां;
लोभायुं जे हृदय विषये अन्यने देखतुं ना!
घेलुं उभुं रसमय बनी, नादमां लीन थै, ने
चाल्यो वेगे समय वहतो, ते न थम्भे जराये.
ना आवे ते फरी कदि पछी, सुख के दुःखनो वा;
सम्भारे जे गतसमयने, मुग्ध शुं मानवी ना! ८

केवुं, केवुं तनमय बनी ते रह्युं? ना कदिये
छोडी त्यांथी जई शके कहीं नादना लोभथी ते.
एने द्वेषी दूरपथथकी बाणको' गुप्त छोडे,
ने विंधाये हरिण कुमळुं गानमां लीन जे छे. १२

अनुष्टुप्—

चंचळ नारीना जेवां डोळातां दीनलोचने
जूवे पारधी ने विश्व द्वेष, राग निर्दोषथी.

महायत्ने गुँथी आशमालाने दिन स्वप्नमां
जूवे छिन्न थती दृश्ये त्हेनुं विह्वल मूकहार्द.
स्मृतिश्रेणी आयुनी ने विश्वनी लीला स्मरी
सम्मोह, नैराश्यथी थयेलां रंक लोचनो,
अन्तिम् दृष्टिपाते लई विदाय विश्वनी, बीडे
जीवनशेष निशान्ते, शोक-आकुल शान्तिथी. २०

मन्दाक्रान्ता—

शुं जाणे ते 'क्रुरकर महापारधीनो छुपो र्‌ही,
'नित्ये विंधे हृदय कुमळां ना दया लेश त्हेने.' २२

# बुद्बुद

वसन्ततिलका—

ना ए हतो प्रथम वारिपटे स्थितिमां,
ने ना जरा नयनचित्र बन्यो हजी तो-
ये ते रह्यो गभिर, गोपन, शुद्धरुपे
वारिउरे, विमलरास कदि रमन्तो,
ने पूछतो स्वजन जे अधिकां शमन्ता
ते वारिना उदरमां स्थिति निज धारी
के 'त्यां रहुं जलतले नव शुं भरेलुं?' ७

आवी तहिं समीरनी लहरी नवीन,
ने जोयुं त्यां जगत् चित्रविचित्ररङ्ग
पूरेलुं, जे उरकुतूहल आजसूधी
जोयेलुं ना नयन निज थकी कदापि. ११

जोयुं, फर्यो जलपटे भमतां रमन्तां,
बीजी वधु हजी छबि पण जोइ मोहे,

ने 'चिर हुं' गणी, 'स्थितिपण चिर' धारी,
जो ते रमे अलपटे – अह ! नाश पाम्यो ?!
ना, ना बने !
पण खरेखर तेम, आ तो
देखाय ना जलपटे वधु ते भमन्तो;
ने वारिनी नवीन ऊर्मिथकी गयो ते
जेथी बन्यो प्रथम हा, शमी ते गयो, हा ! १९

निमेषमां सउ बन्युं: गणुं एक बे त्यां
क्रिया बधी शमी. लउं सत् ए बधुं शुं ? २१

# मधुकर

मन्दाक्रान्ता—

आव्यो उडी मधुकर तहिं पुष्प जेवुं खील्युं के,
ने चंपायो उदरपटमां स्निग्धताजीकलीना;
भेटीभेटी रस खउ पीतो, तोय ना तृप्त दीसे,
तेथी उडयो कुसुम नवलुं भेटीने तृप्त थावा.
–रीझ्यो ना ते, मूकी त्हेने
स्नेहे जूठो जो! ते बेठो
नवीन कलीने गुञ्जतां कैंक कहेतो;
ने जो! त्हेने प्रणयरवथी केवीरीते मनावे!
स्नेहे व्हेली, घेली पेली
कुसुमकली जो! विकसे उर खोली;
ने त्हेमांथी भेटीभेटी
रसकस पीये–उर ना तृप्त तोये.
जो! ते उडयो वळी त्यजी, बीजी को' कली शोधवाने:
एवीरीते जीवन–दिनमां पुष्पने शोधतो रहे! १४

तेवे आवे नवभ्रमर त्यां पुष्पने सुंघवाने,
ने भेटेलीकलीउपर ते बेसतो पूर्णहोंसे.
जाणे ते शुं 'निजकली हती पूर्व्वमां अन्यनी को',
'ने ते खोले उदर सउने भेटवा स्थूलस्नेहे?'
जो! आवुं कहे कथन कदि को', मानशे ते न साचुं:
बन्धायो जे कुसुमकलीए जोई बीजुं शके ना!
तेवी रीते, ना त्यां को'ये
कहेवा पेली कुसुमकलीने 'भोगी त्हारो जूठो छे,
'छोडी त्हारुं तन, जई पछी भोगवे अन्यने ते.'
माने ते ना, बन्ने सरखां
स्नेही ना पण कामी छे जे
भूले स्थूले, रति नहि उरे शुद्धअद्वैत तेथी. २६

हा, हा! तोये
तन्मय बनी, भ्रमर मधुने चुसतो केवी होंसे?
ना विसारे कुसुम कदि को'–सर्व्वने भेटी लेतो.
साचो प्रेमी कुदरततणो भृंग ए दीसतो, ने
पापीजेवो शुद्धहृदयनो, सत्यनीति बतावे?! ३०

शिखरिणी—

क्षमा शीखी लेजो प्रणयीहृदयो आ भ्रमरथी,
अने त्हेनांजेवां प्रीतिमय बनो आ जीवनमां !!
न इच्छो एवुं तो कुदरत, सउने निजबले,
करे पोताजेवां अकुदरती बीजी नीतिथका. ३४

# શબ

હરિણી—

નયન કદિ ના છુપાંછુપાં હવે મળશે ફરી;
ગતસમયની સ્મૃતિ તાજી હવે કરવી નહિ!
થઇ ગયું બધું તે કર્યું ના હવે બનશે કદિ;
હૃદયપટમાં પડયાં ચિત્રો કદિ ભૂંસશે નહિ!

જગત્ સઘળું જોતું તે ના હતી ઉરની કથા
કથન અધિકું તેથી બીજું હજી ઉરમાં હતું:
નવ કદિ મુખે તે કહ્યું મ્હેં, ન ત્હેં કદિ ઉચર્યું,
તદપિ હૃદયો જાણી લેતાં છુપા સહુ ભાવને.

મધુજીવિતમાં જાણ્યું મ્હેં ના 'કટુદિન આવશે,
'સકલક્ષણની માધુરીને જરા દુઃખ ઢાંકશે.'
પણ સમય તે આવ્યો આગે — નથી પથ અન્ય કો';
રુદનપણ ત્યાં વ્યર્થ, જ્યારે વિમુક્તિ એમ છે!
અહહ, પ્રિય! હા! —
નહિ મિલન શું મ્હારું વિશ્વે ફરી કરી હું શકું?

रुदन करवुं योग्य छे शुं रही अहिं एकलुं ?
–वधु रुदनथी छे बीजुं शुं ? डरो हलकां करे !
पण जलद ना तेथी तोये हजी हलको नभे. १६

हृदय मम आ जाणे को'दि जवुं पडशे म्हने:
कवण रडशे दुष्वियोगे तहिं पछी विश्वमां ! १८

# जलधि

मालिनी—

चळकचळक थातुं आ बधुं क्षेत्र शानुं ?
विपम न अहिं कांइ, एकरुपे छवायुं.
गगनपटसूधीमां एहनां अन्यरुपो,
–जलधि न कदि होये ? – हा, यदि तेज क्यांथी ?
कनककिरण नाचे जो ! पटे ऊर्मिओना,
जलमहिं रही ज्योति – हा, न शुं ज्योतिनो ए ! ६

संचळा—

तेजना महोदधिमहिं भर्युं सुवारि आ
तेजथी प्रकाशतुं, स्ववीचिए विराजतां;
उछळे अनेकरुप वारि छिन्नभिन्न थइ
ऊर्मिशिखरे च्हडी, गति हजी उंची करी.
उच्च ल्हेरी कों'क ने घणी खरी नीची बधी;
वारि तोय एक छे, न भेद मूळमां रती.

दीपज्योत भिन्न छे, न सूर्य्यना प्रकाशथी:
तरङ्ग तेम भिन्न छे, न वारि सागरे कदि. १४

मोजुं एक लागतुं खरी जतुं क्षितिजमां,
मूळ त्यांनुं त्यां छतां जणाय दृष्टि भेदमां.
वाविकारथी थती गति दधिपटे खरे!
सूक्ष्मचक्षुथी जणाय – ना कदि बीजीरीते.
जो! म्हणे अनन्त एक उदधिविषे वसी
चिर ऊर्मि उठती स्ववारिथी फरीफरी.
उठी एक दिशथी बीजी दिशासुधी भमे,
तृप्ति पामी रुपथी, स्वरुपमां पछी शमे.

उपजाति—

शमी पछी ते जळमां मळे छे,
अगाध ते सागर ज्योतिवाळा;
ना ते ज ऊर्मि फरीथी प्रकाशे,
ना रुप त्हेनुं ज फरी बने क्यां! २६

हा, हा! थयुं शुं? अह—
ते ऊर्मि जे एक समे हती, ते

धारी स्थिति निज क्षणिक, पाळी
उत्पत्तिस्थाने लय पामती, ने
अंशो बधा भिन्न थइ जतां त्यां.

ऊर्मिस्थिति जे क्षण भासती'ती,
विकार वा सत्य कहो गमे ते!
ते ते स्थिति लुप्त थतां, तत्क्षण
भेगी थती सागरवारिसाथे.
त्यांथी पछी जूथ जूदुं थतामां
भेळाय जातां भिन्नभिन्न थइने
वारिकणो, जेथी बन्युं हतुं, ते
स्वरूप जूदुं रूपउदधिमां.

जो! ते कणो केम मळे फरीथी
जे भिन्न थइ दूर गया हता ते?
– हा! ते क्षणे ऊर्मि बीजी थती'ती;
ना, ना, कदि रूप ते मूळनुं छे!

अगाधमां एक स्वरूपनां, ने
समान आकर्षण धारतां जे

ते भिन्न तत्वो, स्वअनन्ततामां,
को'दि रहे भिन्न मळ्या पछीये ?
अनन्ततामां मळी लीन थातां,
स्वरुपनुं ऐक्य फरी शुं थाये ?
ना ते कणो को'दि मळे फरीथी !
– जे दृश्य ते जूथ जूॅदाजूॅदानां.

वसन्ततिलका—

एवां थतां अधिक जूथ फरीफरी त्यां,
ने दृश्यरुप पछी, तत्व स्व मुक्त थातां.
ते भाविनुं जीवन, मुक्ति थया पछीये,
अंशुरुपे कहिंकहिं कदि दृश्य थातुं.

हा ! मुक्ति त्हेनी रुपथी – नव तत्वथी, ना,
केमे शके जळ जूदुं निज वारिधिथी ?
तेवुं ज ते जळ रहे स्थिर शान्त क्यांथी,
ज्यां गुण छे गति ? कयमे निजऊर्मिओथी
ते निधि, पूर्ण, गतिमान, अनन्त र्‌हेतो ?
तो बन्ध मुक्ति विचिनी पछी क्यां ? —

# आकाश

शिखरिणी—

ऊंचे जोयुं म्हें तो नयन मम ना त्यां ठरी शके,
अने मींचाइने जगत् सघळुं शून्य करी ले. २

अहा! तेवे दृष्टि सुरज'पर म्हारी पडी पछी
मींचुं नेत्रो त्यां तो कनकमय को' तेज झळके.
वळी उघाडीने जगत्'पर मांडुं नजर त्यां
बधे बिन्दुरूपे अगणित रविशा नभ दीसे!
हशे साचा वा ना गगनतळना ए रवि बधा,
तथा तेथी बीजा बधु नभमहिं सूर्य्य वसता? ८

मन्दाक्रान्ता—

रूपेरी छे जगत् सघळुं चन्द्रना खीलवाथी,
ने लागे छे रजनीमहिं सौ शीत ने श्वेत तेथी.
जो के पेलुं कनकमय ना—
आभ छे ते ज तोये

संगे रङ्गो विधविध दीसे, शुद्ध छे तेथी एमां.
ने त्यारे हुं
देखाये जे सत् कदि गणुं
नयनथकी जे लागतुं जेवुंजेवुं;
तेवुंतेवुं चिर कदि न रहे–
गगनपण हा! मानुं त्यारे हुं केवुं? १७

हरिणी—

रजनिमहिं ना चन्द्र त्यारे
तिमिरथकी जे काळुंकाळुं नभे सउ लागतुं,
नहि नहि हतुं पूर्वे एवुं, रविथी प्रकाशतुं.
जगत् तहिं तो दिव्यज्योते छवाइ रह्युं हतुंः
–नयनपण आ खूल्लां तोये हवे नभ श्याम कां?! २२

मन्दाक्रान्ता—

रुपेरी के कनकमय ना, नील के श्याम ए ना,
जे दीसे छे विषम नयने दोष ए दृष्टिनो शुं?
शुं त्यारे ए वरण नभनो कोइ जोई शक्युं ना,
ने तेथी सौ कथन नभनुं बोलता जेम फावे! २६

शिखरिणी—

मपाये ना त्हारुं उदरपट को'थी जगत्मां,
न वा कुह्‌वाये के अगणित वधु शुं चीज धरे ?
न को' जाणे त्हारुं रुप अणुअणुथी बनी शके,
अने खाली खाली जगमहिं वसे तुं निजरुपे ?
उंचे जेवुं र्‍हे तुं अहिंय पण तेवुं रही शके,
तथापि नेत्रो ना विषम सघळुं ए कदि जूवे !

हशे पूर्वे तोये, न जाण्युं त्यारेये—
स्थिति त्हारी जाणी जन्म धरतां म्हें जगत्मां,
अने आजे जोउं, टळी भ्रान्तिने हु
तुज स्वरुप म्हारां नयनथी.
छतां लोको कुहे छे 'तुज जन्मपूर्वे पण अरे !
'हतुं ए तो एवुं; वळी र्‍हेशे एवुं तुज गये'
अने एवुं जो तो तुज स्वरुपनो न्राश कदि ना
थशे शुं विश्वे ? ने अमरपद त्हारुं चिर रहे ?

हुं तो ह्यांथी बेठां तुजस्वरुपनुं वर्णन करुं;
हशे, थाशे एथी अधिक मधुरां तुज वर्णनो

तथापि एथी शुं ?
हशे शुं साची ए जडमनतणी स्वकल्पना ?
अने खोटुं बोले तदपि तहिंथी कोण कशे
'अरे ! ए खोटुं छे, मुजस्वरूप जूवो नयनथी ? !' ४५

# प्रतिबिम्ब

वसन्ततिलका—

ना, ए न हुं! पण कदि मुजजेवुँ लागे
ए शुं? नहि अहिं कंइ पण द्रव्य बीजुं
के तेहनुं रुप गणुं? न शुं भ्रान्ति म्हारी?
ना तेम–जो, रुप हले जरी हुं खस्यो के,
ने आ हस्युं पलकमां हजी हुं हसुं त्यां.

शुं ए बधो भ्रम? कदि मन मानतुं ना,
तोये उठे स्वर कदिकदि, 'ए न साचुं
'जे ना धरे स्वगुण को'पण चित्रजेवुं-
'शुं ए हशे जड? छतांपण केम चाले?'
शंका वळी घसडी उर कल्पनामां
'ए भेद छे जलमहिं! मूलमां कशुं ना,
'ने चित्र ए नयनदोष, न सत्यछाया.
'मोहे जणाय प्रतिबिम्बसमुं पछी ए?'
भ्रम ए बधो – मन शम्युं; नव वाणी.

ज्यांज्यां कदि जलमहिं करुं दृष्टि त्यां त्यां
आवी उभे, नयन जोई शके न मार्ग;
ने जोउ त्यां मम क्रिया, रूप, गुण, चित्त
म्हारुं, जले दृगशुं भेद बने तथापि! १८

शुं मानुं हुं असत् ए? मुजजेवी त्यारे
क्रिया बधी कयम करे? वळी सर्व स्थाने
आवी उभे कयम करी, मूळ एकरूपे?
ने जोउं आ नयनथी पछी ए बधुं शुं? २२

# वेली

शिखरिणी—

हती न्हानी त्यारे शरण पण पोतातणुं दीसे;
वधी तेसाथे शुं निजशरीर तेवीज स्थितिमां
रहेशे? ने तेथी प्रिय इतर विकासअरथे,
अने उंचेउंचे वळगी रहीने आभ अडवा,
तथा पोताना सौ मधुरगुण दृश्ये खीलवबा,
बतावी वेलीये रसजगतनुं अर्ध्धअङ्ग छे,
हवे शोधे जो ते निकट, दृग मांडी, हृदय को'. ७

अहा, पूछे ते त्यां मधुररवथी, वृक्ष वळगी,
उगेलां पासेनां "गृहण करशो रंक उर आ?"
न बोले त्यारे ते वट, वचन मानी अणमूलां,
न वा धार्युं मौने अधिक उर.आकर्षु प्रियनुं.
मृदुवेली तोये शरम भरी स्नेहे कण्ठ वळगी
मनावे व्हालांने "प्रिय! वचन बोलो स्मित करी
'हुं छुं त्हारो ने हा! प्रिय ममतणी तुज जगमां!'

"પછી બન્ને સાથે, ધરી પથ જ અદ્વૈતરતિનો
"વધી શું, એ શું ના હૃદય ગમતું પ્રિય તુજને?" ૧૬

દીસે નેત્રે તેવાં
હતાં જુદાં દેહે, રસિક જગનાં અઙ્ગ અરધાં
થતાં સાથે કેવાં ભૂલી જઈ બન્યાં એકરસમાં! ૧૮

# कुसुम

शिखरिणी—

हतुं न्हानूं त्यारे 'कली हजी' कही लोक त्यजता;
थतां म्होटी आजे 'कुसुम मधुरं' बोली, हसता
वधे पासे लेवा, अधीर बनी 'बीजा लइ जशे,
'तथा रहेशुं विश्वे रसविहीनसाक्षात्पशुशं !'

खील्युं त्हेनीसाथे परिमल मधु विश्व प्रसर्यो;
वहे छे नित्ये ते रसिक उरने शोधी मलवा.
नहि तेवुं त्हेने, हजी तेवुं त्हेने
हृदय रसभीनुं कहिं मळ्युं,
अने शोधे मिथ्या ! अहह —

मन्दाक्रान्ता —

खीलेलुं आ कुसुम कुमळुं एम ने एम जाशे !
सुगन्धे ने हृदय लळतां शोकभीनुं छवाशे.

'खीलेलुं हुं' क्यम स्वमुखथी मुग्ध ए सर्व्व कहेशे ?
छुपावी क्यां कनकसम आ देहने राखी रहेशे ?

वेली धृजे मलयअनिलथी, पुष्प तेथी झीले छे,
त्हेने सींच्ये रससुफलदा विकसे पूर्णहोंसे,
– एकान्ते निर्जन शुं अरण्ये ते वृथा नष्ट थाशे;
माळाथी शुं प्रणयहृदये ना कदि ते भीडाशे ? १६

मिथ्या त्हेनुं जीवित जगमां ! ना हजी प्रिय लाध्यो
तेथी झूरे शीतहिमकणे, उर ना अश्रु ल्होवा.
को' ना क्हेवा "रुदन प्रिय शां ? हुं छतां विश्वमां छे
"एवुं ते शुं नहि कदि त्हने उर संतोष आपे ?"
ने मुंझाये: कही नहि शके – कोण छे सुणवा त्यां;
छे स्वार्थी सौ ! रस नहि सींचे वेलीने पोपवा, ने
दोडे लेवा परिमल मधु, उरशुं स्नेहसूनां.
वेली विना रही क्यम शके ? — २४

तेवेतेवे मधुकर बधु आवता गन्धमिषे,
जूठा स्नेही रस लइ उडे; चिर ना एकरूपे
र्‌हेता साथे तन्मय बनी, २७

# पंखीडुं

शार्दूलविक्रीडित—

भेदी कोष अदृश्य-जे कृति कदि
 ना शून्यथी उकले
जूवे ते अवनिप्रभा, त्यजी हती
 जे कोषमां व्यापती,
जे जे वर्ण विचित्र गर्भ दीसता
 ते ते बधा दृश्यमां
देखी मुग्ध थतुं, नहि स्हमजतुं,
 'शुं ए बधुं सत्यमां?' ४

आभे उज्जवल को' अधिक भूमिथी
 ज्योतिर्द्विरूपे सजी
जोई, आश विशेष उन्नतिविषे
 व्यापी रतिथी, पछी
जो! उडे नभ दिव्यज्योतिरचित–
 स्वानन्द हेतुप्रति

मूकी निज निवास क्षुद्र रसनो,
पांखो प्रसारी पूरी. ८

'वच्चे श्रेणी नथी शुं?' एवुं वदतुं
ते पंखीडुं उडतुं
धारी उर अमोघ आशः बलथी,

अश्रुनी गीत—

जो! उडे आभे आनन्दे
वणभीति, परनी परवाने
त्यागी, राची, म्हाली सुखे
पंखीडुं केवुं! १४

मुक्तिने शाने ते शोधे,
रहेतुं जे मुक्तिमां नित्ये?
आनन्द ए मुक्ति-हेतुने
जीवनमां जोतुं. १८

बन्धन लेश 'न सांखी शके ने
'–जे नीर्म्यु ना त्हेनेअर्थे,
आहुति आपीने त्यारे
मुक्ति ते लेतुं.
ना ईच्छा छे त्हेने कां'ये,
ईच्छा होये तो आनन्दे,
जोवाने स्वगुण ते उडे
जोतुं, जग जोतुं !

आत्मप्रतिभा शी चमके छे
नेत्र विशाल अने कृतिमांये;
त्यांथी ते निज गुण प्रसारे
स्वच्छन्दे व्हेतुं.

# तारक

मन्दाक्रान्ता—

चाल्यो भानु क्षितिज'परथी रोप के होंसथी वा
जाणुं ना ते, तदपि दिसती झीणी रेखा रहेली
पीळी राती क्षितिज'परने दूरये त्यांथी आभे
गाढी पहेलां, जरीजरी धीमे आछी थातां मळी ते
उंचाउंचा गगनपटमां, होय ना चित्र लेख्युं!
केवी केवी मळी पछी जती मूलमां? योग केवो!
त्यां उभेलो नयन कदिये होय ना सूर्यकेरु
डूबी देहे, रही पण गइ सूक्ष्म त्हेनी निशानी! ८

किन्तु बोले "रविसम, नहि भिन्न वा न्यून तेथी
"लागे न्हानो अधिक रविथी दूर दृष्टिथी त्हेमां".
के घेरायो अधिकपटथी, होय खाली तथापि;
वा ना एवी विषम कदि आ दृष्टि म्हारी बनी शुं? १२

ज्यांसूधी ते रवि नभ हतो, तारलो क्यां रह्यो'तो?
के साचुं ए रवि पछी थयो, ज्योतिनी अंशुमांथी;
शुं ते पहेलां रूप नहि हतुं एहनुं आभमां? के
पूर्वेथी ए गुप्त रहतो, आज भेटी रविने
खील्यो देखी निजसम बीजुं रूप आ विश्वमां शुं?
ना वा बन्ने वळगी मूळमां एकरूपे रह्यां'तां
के पाछो ए क्षितिज'परथी रूप बीजुं धरीने
आव्यो जोवा जगत सघळुं अन्धकारे वसेलुं? २०

एवीरीते नभपट रह्यो अन्धनिशासूधी, ने
झांखांझांखां किरण भूमिने आपतां सूक्ष्मरूपे.
उषा थातां मळी पळी गयो ज्योतिरूपे रविने २३

**निवेदन** - પૃષ્ઠ ૧૭ ઉપર ૬ઠ્ઠી લીટીએ "**मुकाव्यौघमां**" છાપ્યું છે ત્યાં "**सुकाव्यौधमां**" એમ વાંચવું; અને પૃષ્ઠ ૨૮ ઉપર ૪થી લીટીએ "**नहि**" છે ત્યાં "**तहिं**" વાંચવું.

# ટીકા

## ઉષા

ઉષામાં પ્રકૃતિનું નિરુપણ છે. ક્યાંક વહન ખણ્ડિત થયું છે તે કાવ્યમાં સ્વભાવોક્તિ અને ઉપમાના ઉત્કર્ષને લીધે.

**૧–૬**

**શૂન્ય** – રસ'શૂન્ય' અને અન્ધકારયુક્ત; 'વિશ્વ' નું વિશેષણ.

**કદિ નહિ … … અશ્રુ ઢાળી**–હિમાશ્રુ ઢાળવાની ચેષ્ટા એ વિયોગના પરિણામરુપ. 'નહિ શું' એ 'જાણે ન હોય' એ ભાવમાં.

**નલિની** – ત્રીજીનો પ્રત્યય 'એ' લુપ્ત.

**રજની દુ:ખદ** – 'દુ:ખદ' તે 'સખીવિણુ સૂની' હોવાના કારણે 'કષ્ટે' શબ્દનો પ્રયોગ અહિં સાભિપ્રાય છે.

**દેવી** – વેદસમયથી ઉષા દેવીરુપે મનાયલી છે.

**નિજ** – 'નલિની' માટે.

**હસે કેવી હાંસે**–**સ**જીવધર્મારોપણથી પ્રભાતના સમયે કમલના વિકાસવામાં હાસ્યચેષ્ટાનું આરોપણ અતિશય સ્વાભાવિક છે. ઉષાસખીનું પુનઃમિલન એ હાસ્યનું ઉદ્દીપન અર્ગ માની લીધું છે, પણ ખરી રીતે તો સૂર્યોદય થવાનો હોવાથી પોતાના પ્રિયતમના સંયોગની આશા એ જ કમલિનીના હાસ્યનું પોષક અને કારણ છે. **સ્વ**ભાવોકિત અલઙ્કાર છે.

કરુણરસમાંથી **હા**સ્યશૃંગારરસમાં ભાવનાનું પરિવર્તન વસ્તુસ્થિતિને અનુસરી તેમજ પ્રેરિત ઉદ્‌ગારોના વહનને અતિશય યોગ્ય છે.

૭–૧૪

**દેવી**–તે '**સં**ગીતધ્વનિ' માં **સ્ને**હાંજલિ અપાયેલી તે વ્યકિતને ઉદ્‌બોધી. ત્યાં **દે**વીનેમાટે જે ચાર ભાવો (૧) વાચ્ય, (૨) વ્યંગ, (૩ **અ**) **શુદ્ધ** ધ્વનિ અને (**બ**) મનઃકલ્પિતધ્વનિ લેવામાં આવ્યા છે તે ભાવો અહિં પણ સમાનધર્મી હોવાનો કવિનો આશય છે.

**મુક્તિ ના … … તિમિરતતિથી**– રસશૂન્યતામાંથી મોહમય પ્રવૃત્તિમાં વિશ્વના સંચારની અહિં સંભાવના છે. કવિ તો એને 'મુકિત' માનવાને પ્રેરાય છે. અહિં મુકિતના પરિણામરુપ આનન્દ વિશ્વના અનેક દ્રવ્યોમાંથી પ્રકાશે છે જેનું વર્ણન એ જ પરિચ્છેદમાં આપ્યું છે.

**આનન્દ વાતું** – જગત્‌માટે મલયાનિલથી આનન્દ ઉદ્‌ભવવાની ઉત્પ્રેક્ષા કિંવા મલયાનિલનાં વહનમાં જગતના આનન્દના દર્શનનું આરોપણ પ્રકૃતિના સંસર્ગથી અનેક વિષયોની ઉત્પત્તિના સૂચનરુપ છે.

**ને વેલીના ... ... શરમભર્યું હસી** – ઉષઃકાલના મન્દ મન્દ કનકમય પ્રકાશમાં 'વેલીના પત્રપત્રે, કુસુમિત કલીઓ ને પુષ્પની પાંદડીએ' જે આનન્દ નૃત્ય કરી રહ્યો છે તેને અહિં દેવીનાં 'શરમભર્યાં' એટલે વિનયમય હાસ્યની ચેષ્ટા કલ્પી છે. વર્ણન સ્વભાવોક્તિના પોષણરુપ છે.

**ભૂમિ** – અહિં પૃથ્વી; સપાટીપરની જમીન.

**રોમકુપે** – તૃણે તૃણે.

**પુલકિત થતી** – આનન્દના અતિશયના ધ્વનિતાર્થે. શૃંગાર એ સ્થાયીભાવ છે.

**ધન્ય** – મઙ્ગલસૂચક.

**૧૫-૨૦**

**રમત કરતી મેઘે** – મુગ્ધાની આવી નિર્દોષ ચેષ્ટાઓથી શૃંગારના સ્થાયીભાવને સવિશેષ પોષણ મળે છે. પાલવસાથે રમત કરવી એ ઉત્સાહ અને લજ્જાના સૂચનરુપ. અહિં ઉષામાટે પાલવ તે મેઘ. રૂપક અલઙ્કાર છે.

**દિનમણિસહ** – 'દિનમણિ' તે રવિ અને કવિ ઉભયમાટે. સ્નેહાંજલિમાં એનો ઉલ્લેખ થઈ ગયો છે

**અર્ઘું ધીમે ઉંઘાડી** – આ બધાં શૃંગારની સ્થૂલતાનાં લક્ષણો છે. શરમભર્યું હાસ્ય કરવું, રોમકૂપે પુલકિત થવું, પાલવ આડું જોઇ રમત કરવી, ધીમેથી અર્ઘું ઉંઘાડવું ઇત્યાદિ પુરૂષને લલચાવવાની પ્રકૃતિ (માયા) ની આ વિધવિધ વિપથી ચેષ્ટાઓનો (અનુરાગિણીના લક્ષણરુપે) અહિં ધ્વનિ છે.

**માધુર્ય્યની શી** – 'શી' એ પૂર્ણતાસૂચક.

**રસમાલા** – ન્હાની ન્હાની વાદળીઓથી રચિત શ્રેણીને અનુલક્ષીને.

**છાબસુવર્ણમાં** – કનકમય ગગનના ઉપમાનરુપ. 'માં' પ્રત્યય 'છાબ'ને લાગુ પડે છે, 'સુવર્ણ'ને નહિ.

**ગતિ** – 'ગતિ'ને અર્પણ કરી શકાય એવું દ્રવ્ય કલ્પ્યું છે. પ્રાતઃકાલ પછી જ જગતમાં જાગૃતિ ઉત્પન્ન થવાની અહિં સંભાવના. પુરુષમાં દૃશ્યચેતન પ્રકૃતિના સંયોગ પછી જ થાય છે એ ધ્વનિ.

## ૨૧–૨૨

**મમ ઉર થતું એથી** – આ દૃશ્યના અવલોકનનાં પરિણામે મ્હને

પણ એમ થતું કે હુંયે દેવીનીસાથે જગતને કોઈક નવીન ગતિ, તે કેવી ?— પ્રેમ અને માધુર્યપૂર્ણ, આપવામાં સહાય્યભૂત થાઉં. અહિં ઉષાસાથે દેવીનો પરસ્પર સદૃશ એવા વાક્યાર્થનો ઐક્યારોપ વર્ણવ્યો છે.

## સૂર્ય

વૃત્ત સાદો અને અભ્યસ્ત શિખરિણી છે, કાવ્યભાવપ્રવાહ અને વાંચન આવી યોજનાથી વિશેષ ગ્રાહ્ય અને રસમય બનશે એવી આશાથી જ આ પ્રયોગ સ્વીકાર્યો છે. સંગીતના વહનને જેમ યોગ્ય લાગ્યું તે પ્રમાણે ઉદ્ગારોને ગોઠવવાનો પ્રયત્ન કર્યો છે.

સૂર્યની ઉક્તિથી અન્ય એવા મહાપુરુષના ઉદય, સ્થિતિ અને અસ્તનો ઉલ્લેખ કર્યો છે. વળી ઉદય, સ્થિતિ અને અસ્તના સમયના પ્રમાણનેયે ધ્યાનમાં લઈ પરિચ્છેદો પ્રથમ પાંચ, ત્રણ અને પછી છ લીટીના યોજ્યા છે. અન્તિમ પરિચ્છેદ અન્ય કાવ્યના અન્તિમ પરિચ્છેદોની માફક સારરુપ છે.

**ધમકભર્યું** – મદપૂર્ણ; ભવ્ય.

**ત્યારે** – આવી તેજોમય અને મદપૂર્ણ સ્થિતિનાં પ્રથમ અંકુરો ખીલ્યાં ત્યારે.

टीका

**युगान्ते** – मृत्यु वा अन्य संभवित पुनर्जन्मो अने मात्र कल्प नहि पण कल्पो पछीये.

**नवकनकज्योति ... ...धीमी पडे** – "कीर्ति केरां कोटडां पाडयां नव पडंत" ए भावनाना अतिशयार्थे.

६-८

**महा ज्योति** – मध्यान्हमां होवाथी 'महा.'

**अहीं** – 'ज्योति' अतन्त अने भिपणु होवाना सूचनरुप.

**पृथ्वीने ... ... स्वद्युतिबले** – मात्र स्थूलसृष्टिपर ज तेणे प्राधान्य मेळव्युं एटलुं नहि पण 'गगनदल' ने ये सुद्धां तेणे पोतानां प्रखर किरणोथी धुजाव्युं छे. व्यंगार्थमां जनसमाजनी सामान्य मान्यता प्रमाणे बुद्ध, कृष्णादि महापुरुषोनी कीर्ति केवल दृश्य जगतथी अटकती नथी पण स्वर्ग या पर एवा 'गगनदल'मांये ते विशिष्टरुपे रहे छे.

९-१४

आ उभय श्लोकोथी कवि पोतानी मान्यता प्रतिपादन करवा मागे छे. कीर्ति पण अमर नथी ए भावनाने, कविए सूर्यास्तना व्यंगथी क्रमशः पोषण आपी अन्ते 'ना शेष स्मरण रह्युं त्हेनुं बाकी' एम दर्शावी, दृढ करी छे. सूर्यनुं पुनःदर्शन प्रभाते थवाना कारणे सूर्य

ચિર હોવાની શંકાને સ્થાન રહે એવા ભયથી કવિએ આગળથી જ 'રજની બધી' એમ જણાવી ત્હેનો પૂર્વથી નિષેધ કર્યો છે.

**ડૂબ્યો** – કેટલાંક **શાસ્ત્રોની** પ્રલયની આશંકાને કવિ થોડા અપવાદ સાથે કબૂલ રાખે છે. 'ડૂબ્યો' એ કીર્તિનો **પ્રલયમાં** નાશ સૂચવવાને માટે. '**હશે**' એ કેવલ કલ્પનાના અને ભાવિના અજ્ઞાનના પરિણામરુપે.

આજે નહિ તો કરોડો વર્ષે જ્યારે વિશ્વને મહાપ્રલયનો અનુભવ થશે ત્યારે કવિએ દર્શાવ્યા **પ્રમાણે** ચિર જણાતી **બુદ્ધ** કૃષ્ણાદિની સ્મૃતિ, કીર્તિ અને ચારિત્ર ભવિષ્ય માટે નાશ પામશે **અને** ત્હેનું '**શેષ સ્મરણ**' સૂદ્ધા રહેશે નહિ.

**જલધિપટને પાર** – દૃષ્ટિ-સ્મૃતિના મર્યાદાઉલ્લંઘનના સૂચનરુપ. વાચ્ય અને વ્યંગ ઉભયભાવે સહેતુક **છે**.

૧૫-૧૮

**જગતતલમાં** – દશ્ય કિંવા સ્થૂલ સૃષ્ટિમાં. સૂક્ષ્મરૂપે કદાચિત્ ત્હેનાં આંદોલનો રહેતાં હશે એવો ધ્વનિ છે.

## બીજ

આ કાવ્યમાં **બ્રહ્મનું** અણુ અને વિભુરુપે પૃથક્કરણ કર્યું છે. એક ક્ષુદ્ર જણાતું 'અહમ્'તત્વ આ અખિલ બ્રહ્માંડ કે જે 'અહમ્ નથી' ત્હેની સ્હામે પોતાનું વ્યકિતત્વ-અસ્તિત્વ ટકાવી શકે છે એ ઉપરથી

ટીકા

એના ગર્ભિતત્ત્વની ઝાંખી સામાન્યજનસમૂહને થવી જોઇએ; પણ આ ગૂઢ અને કઠિન સત્યનો સાક્ષાત્કાર ઘણા જ થોડા કરી શકે છે. '**બીજ**'ના કાવ્યમાં આ સૂત્રની ભાવના ઘટાવી ત્હેને પ્રકૃતિના વિકાસક્રમના નિયમથી વિશેષ પુષ્ટિ આપી છે. એક તુચ્છ જેવાં જણાતાં બીજમાં તે જાતિના વૃક્ષોનાં અસંખ્ય અરણ્યો સમાયલાં છે એ જ્ઞાન જેટલું અનુભવવું કઠિન અને દુષ્કર છે તેટલું જ તે સત્ય છે.

**૧-૬**

**જગત સઘળું ... ... એનીમાંહિ** – પરિણામ પામતાં, સર્વ રુપાન્તરોના મૂલરુપ બીજ કે જેમાં તે જાતિનો અખિલસંસાર સમાયલો છે. વડના ન્હાનામાં ન્હાના ટેટામાં અને ત્હેમા રહેલાં અસંખ્ય બીજમાં વડસકલનું જગત ગર્ભિતરુપે રહ્યું છે. પ્રત્યેક **પીંડમાં બ્રહ્માંડ** હોવાની સંભાવના જેટલી માનવજીવનમાં સત્ય હોવાનું શાસ્ત્રોમાં પ્રતિપાદન કર્યું છે તેટલી જ અને તેવા જ રુપમાં તે ભાવના જડપદાર્થઅંડેયે સત્ય છે એમ ધ્વનિ.

**ઝીણાં અંડો ... ... ગર્ભ વિરાટજેવો** – પુરૂષના સ્ખલિત વિર્યમાં અને સ્ત્રીના રંજમાં ગતિકરતાં અનેક અદ્રશ્ય જીવાંશુ ક્રમે ક્રમે વિરાટરુપ લેશે એ કોણે જાણ્યું હતુ? અને ત્હેનાં અતિશુક્ષ્મ અંડોમાં તે વિશાલરુપને ગર્ભરુપે રાખવાની ત્હેની શક્તિની કલ્પનાપણ

* અણ્ડસમા તે પ્રત્યેક બીજમાં, એમ કહેવાનો આશય છે.

સામાન્યરીતે કેમ માનવામાં આવે.

**ના, ના એવું ... ... દીઠી** – અને કદાચિત્ પ્રથમ ભાસે આ સિદ્ધાન્ત અસત્ય જેવો જણાય તોયે શું એવા બનાવો આપણને દૃશ્યરૂપે જોવાના નથી મળતા ? ત્યારે સ્થલરૂપે જે પરિણામો હું જોઉં છું તે ખોટું ? 'દૃષ્ટિ' એટલે વ્યંગાર્થમાં 'બુદ્ધિ' અને 'દૃષ્ટિના વિષમ' હોવાંમાં અજ્ઞાનરૂપ **માયાનું** સૂચન છે. ગમે તેમ હો તોપણ એક બીજ (પુરુષ)માંથી પ્રતિક્ષણે અનેક નવીનસૃષ્ટિઓ ઉત્પન્ન થવાનો અનુભવ કયા પ્રથમ જ થાય છે ? અર્થાત્ આવા અનુભવો દૃશ્યરૂપે ઘણીએ વખત થઈ ગયા છે.

૭-૮

દૃષ્ટાંતરૂપે કવિ **ભાગવતમા** વર્ણવેલી **વામનની** કથાને આગળ કરે છે. ત્રણ પગલાંથી અખિલ બ્રહ્માંડને ઘેરી લેવાની **વામનની** ચેષ્ટામાં બ્રહ્મનો અણુ અને વિભુરૂપે ઉલ્લેખ કર્યો છે. કવિના આ કાવ્યમાં આ જ ભાવનાને પુષ્ટિ આપવાનો ઉદ્દેશ છે એમ કહેવાની જરુર નથી. આ વિરાટરૂપ કે જેણે આખાં બ્રહ્માડને ઘેરી લીધું હતું તેયે મૂલબીજરૂપે **અદિતિના ગર્ભમાં સમાય શકયું** હતું. અહિ "ત્રણપદમહિં સૃષ્ટિઘેરવા" ના કાર્યની **અસંભાવ્યતા** વર્ણવવામાં આવી હોવાથી **અસંભવાલઙ્કાર**.

૯-૧૨

**પરમ સત્**–વ્યંગાર્થમાં સત્‌રુપ બ્રહ્મ; ઈશ્વર.

**ગુપ્ત છે ગુપ્તથીયે**– સ્થૂલસૂક્ષ્માદિ દ્રવ્યોમાં જે અગોચર છે તેથીયે વધુ અગોચર; અને એમ હોવા છતાંયે તે 'અણુઅણુમહિં' વ્યાપ્ત, અને અન્યરુપે બીજમાં જેમ તેજાતિનાં અરણ્યો પ્રત્યક્ષ છે તેમ પ્રત્યક્ષ હોવા છતાં તે આપણે જોઈ કે જાણી શકતા નથી. 'અણુ અણુમહિં વ્યક્ત' અને 'દૃષ્ટિ ન દેખે' એમાં ભાવનાનો તીવ્ર વિરોધ 'વિષમતા'–અજ્ઞાનતાને વધુ પ્રત્યક્ષ કરવાની ચેષ્ટાને અંગે સહેતુક છે. બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા હોવાના સિદ્ધાંતનો ઉલ્લેખ 'તેથી લાગે વિષમ સઘળું ... ... સત્યરુપે' એ વાકયથી કર્યો છે.

**ને ત્હેમાંથી ... ... એકતોયે**– મૂલ માયાનું સ્વરુપ કેવલ અજ્ઞાનતા જ હોવા છતાં ત્હેમાંથી પરિણામોરુપે ત્હેનો વિસ્તાર કામ, ક્રોધ, લોભ. મોહ મત્સરાદિથી અધિક અધિક થયો છે. 'વન' વ્યંગાર્થમાં દુર્ઘટતા સૂચક છે.

## મેઘ

આ દૃશ્યજગત્‌માં આત્માનું જીવભાવમાં રમણ મેઘની અન્ય એવી ઉક્તિથી ત્હેની અનેક ક્રિયામાં કર્યુ છે. આ બન્ને ભાવનાઓ સાથે

દૃષ્ટિમાં રાખી જો કાવ્યનું વાંચન કરવામાં આવશે તો ભાવો વિશાલરુપમાં ઝીલાશે એવી આશા છે. આ આખું કાવ્ય 'સંગીતધ્વનિ, (પ્રથમધ્વનિ)'માં આવી ગયું છે. 'ઉદ્‌ઘાટન'માં આપેલી એની ટીકા અહિં થોડાક ફેરફાર સાથે આપવામાં આવી છે. કુદરતના એકદ્રવ્યપ્રતિના આ ઉદ્‌ગારોને અહિં પુનઃસ્થાન આપવામાં કંઈ દોષ આવ્યો હોય એમ મ્હારૂં માનવું નથી.

૧-૪

**તેહ** – મેઘ. 'મેઘ' શબ્દ ન મૂકતાં મેઘના ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે. જીવને પણ આ સર્વગુણો યથાર્થ લાગુ પડે છે.

**વિશાલ વ્યોમે** – અનન્ત બ્રહ્માંડમાં; દૃશ્ય જગતે.

**સૌ દિશામાં** – અનેક વિષયોમાં; વિષયનો અહિં શ્રુતિ મલિન કિંવા સંકુચિત ભાવ લીધો નથી.

**જાણે કીધું નિજ અર્થે જ વ્યોમ** – જાણે પોતાના જ ઉપયોગને માટે આખું જગત્ બનાવ્યું ન હોય! જીવ (આત્મરુપે)ની પોતાની જ આ કૃતિ સ્વવિલાસઅર્થે છે છતાં અજ્ઞાનનેલીધે જીવ તે જાણી શકતો નથી એવો ગર્ભિતહેતુયે ઉદ્‌બોધનમાં સંકલિત છે.

૫-૧૨

**ભેટે છે તે પ્રેમભાનુ** – મેઘઉપર સૂર્યના કિરણો પડવાની ક્રિયામાં મેઘના ભેટવાની ચેષ્ટા કલ્પી છે. અહિં ઉભયનો અન્યોન્યપ્રતિ પ્રેમ હોવાની કવિની કલ્પનાને સ્વભાવોકિતથી પોષણ મળ્યું છે. વ્યંગાર્થમાં જીવ ધીમેધીમે પ્રેમ-ભકિતના સંસર્ગમાં આવે છે.

**કૃષ્ણ** – શ્યામ; કાળો, વિકારાદિ આવરણયુકત.

**શરીરે** – સ્થૂલરુપમાં; દેખાય છે તેવી સ્થિતિમાં.

**શોભી રૂહેતો ... ... સ્વરુપે** – મેઘનું મૂલરુપ બાષ્પ છે, અને તે શ્યામ નહિ પણ શ્વેત છે એટલે સૂર્યનો પ્રકાશ વાદળી ઉપર પડતાં, જો કે પૂર્વે તે કાળી દેખાતી હતી પણ હવે ત્હેના મૂલશુદ્ધસ્વરુપે શ્વેત જણાય છે. કાવ્યઅર્થ ફલોત્પેક્ષાસિદ્ધવિષયા છે. વ્યંગાર્થમાં – જીવમાં પ્રેમભાવના ઉદિત થતાં, વિકારાદિનુ તેટલા વખતમાટે શમન થાય છે એટલે જીવ કે જે મૂલ આત્મસ્વરુપમાં શુદ્ધ છે ત્હેની ઝાંખી થાય છે.

**અર્કબિમ્બે** – સૂર્યના પ્રતિબિમ્બરુપ કિરણોથી. પ્રેમ એ ઉપમેયં છે. આત્માના ગુણરુપ-પ્રેમને સંપૂર્ણ-રસમય આત્મા પણ ગણી શકાશે.

**છાયા** – અજ્ઞાન; માયાનું આવરણ.

**એ છાયા ના અન્યની ... .. તિમિરે ભરેલું** – એટલામાં સૂર્યને એકાદ ન્હાની વાદળીએ ઢાંકી લીધો, 'તેથી તે (સ્થૂલરુપે) તિમિરે ભરેલો લાગે' છે. આ છાયા જે સૂર્યને ઢાંકે છે તે કોઇ બીજી અદૃશ્ય ચીજ નથી. પણ વાદળી પોતે જ છે. વ્યંગાર્થમાં – માયા એ કોઇ દ્વૈત વસ્તુ નથી પણ આત્માનું પોતાનું જ એક અઙ્ગ છે. પૂર્વનું આરોપણ ચાલુ રાખીએ તો પ્રેમમાં મોહ થવાથી તે શુદ્ધસ્વરુપ ઢાંકી લે છે, પણ એ મોહસુદ્ધાં આત્માનો જ એકાદ ઉતરતો ગુણ છે એમ કવિ માને છે.

૧૩-૨૨

**દેહુકેરી** – અત્યારસુધીની ક્રિયાઓ સસર્ગના પરિણામે પોતાના ઉપર થઈ હતી પણ હવે મેઘ ત્હેનો ભોક્તારુપે અનુભવ લે છે.

**વેગથી** – ઉત્સાહસૂચક.

**શા નિમિત્તે?** – ચિત્તની વૃત્તિઓ ક્ષણેક્ષણે બદલાતી હોવાના મૂલકારણથી અજ્ઞાત હોવાથી.

**પરિવર્તનો** – મેઘ ગતિથી અનેક રુપો ધારણ કરે છે. આમાં કોઇકે વખત તે સિંહનો આકાર, મગર, ફુલનો દડો, બીલાડીનું મ્હોં આદિ અનેક વિક્રિયાઓ પામી ગતિ કરતો જણાય છે. વ્યંગાર્થમાં

टीका

માનવજીવનના અનેક દૃશ્યરુપો બાલ, યુવા, અને વૃદ્ધાવસ્થા તેમજ સ્ત્રી–પુરુષ અને કવિ, તત્વવેત્તા, યોગી, ગૃહસ્થાદિ અનેક સ્થિતિઓ. ધ્વનિતાર્થે માનવવૃત્તિઓ કે જેમાં એક જ વસ્તુનો અનેકરુપે અનુભવ કરવામાં આવે છે. એક દ્રવ્યને કે દ્રશ્યને રાગ, દ્વેષ, ક્રોધાદિથી અનુભવવાની માનસિકચેષ્ટાઓ તે મેઘના 'પરિવર્તનો'.

**ઉદધિના સલિલે**– 'ઉદધિ' તે જગત્, અને 'સલિલ' તે ત્હેના અનેકદ્રવ્યો. સ્થૂલરુપે પોતાની ગતિમાં સાગરઉપરથી જતાં મેઘની નીલછાયા જલપટમાં પડે છે. 'ચુમ્બે ધીમે' એ ફ્લોત્પેક્ષાઅસિદ્ધવિષયા છે.

**નિજ છાયા**– પોતાનું પ્રતિબિમ્બ જે સાગરમાં પડ્યું છે તે. વ્યંગાર્થમાં–જગત્–સંસારને અહિં સાગરરુપે વર્ણવ્યો છે. ત્હેમાં જેટલી ચીજો છે તે બધાં આત્માના જ પ્રતિબિમ્બો છે, એ કવિની માન્યતાનું અહિં આરોપણ છે.

**સ્નેહે જાણે ભેટતો હોય ઉરે**– મેઘની છાયા સમુદ્રમાં યથાર્થ પડેલી તેથી ત્હેમાં ઉઠતી 'જૂદીજૂદી ઊર્મિઓને' જાણે પ્રેમથી હૃદય–પટમાં પેસી મેઘ ભેટતો ન હોય એવી ઉત્પેક્ષા છે. શૃંગાર સ્થૂલ ભાવ છે.

**જૂદી જૂદી ઊર્મિઓ**– તે જગતનાં અનેક દ્રવ્યો કે જેની સ્વતત્વમાંથી ઉત્પત્તિ છે.

**વારિના, જે રૂપ સ્વ, સાગરે ત્યાં** – પાઠાન્તરે 'રૂપ, સ્વ' ને 'સ્વરૂપ' એમ વાંચવું. સમુદ્ર જલત્વથી પૂર્ણ છે, જે જલ મેઘનું જ બીજું રૂપ છે. વધુ ઠંડીથી વરસાદરૂપે નીચે આવી મેઘ નદીની સહાય્યથી સમુદ્રમાં જાય છે; જેમાં મેઘ, નદી, સમુદ્ર, જલાદિ સર્વ્વ એક તત્વનાં જ રૂપાન્તરો છે. વ્યંગાર્થમાં – આ રીતે જગત્‌ના દ્રવ્યો પણ આત્મતત્વના જ રૂપાન્તરો છે, અને તે (આત્મા – વિકારથી જણાતા જીવભાવમાં) પોતાનાં રૂપને જ – 'જૂદી જૂદી ઊર્મિઓને' અનેક રીતે 'રતિથી' (મોહથી) ભેટી આનન્દ લે છે.

પંક્તિ ૧૭–૨૦ માં 'મેઘ' કર્તારૂપે અધ્યાહૃત છે, પણ ત્હેની ક્રિયા ૨૧ મી પંક્તિમાં 'પ્હોંચ્યો' શબ્દથી દર્શાવાય છે. આ પંક્તિમાં ભૂલથી '**ક્ષિતજ**' છાપ્યું છે ત્યાં '**ક્ષિતિજ**' વાંચવું.

**જો, જો! એવી રીત … … પ્હોંચ્યો** – વ્યંગાર્થમાં જીવ આ પ્રમાણે સંસારમાં અનેકચેષ્ટાઓ કરી મૃત્યુના દ્વાર (ક્ષિતિજ) સૂધી પ્હોંચ્યો. આમાં પૂર્વે જણાવ્યું તે યાદ રાખવું કે, આત્મા મરણરહિત, અજર, અમર અને અજન્મા હોવા છતાં કેવલ જીવભાવમાં સ્થૂલદૃષ્ટિથી મરણ એવું જણાય છે. **ક્ષિતિજ** – સ્થાયીભાવના પોષણમાટે આ શબ્દ અતિશય યોગ્ય છે. વાચ્યાર્થમાં જેવી રીતે 'ક્ષિતિજ' એ કેવલ દૃષ્ટિની જ મર્યાદા છે તેમ વ્યંગાર્થમાં પણ મૃત્યુ સ્થૂલરીતે મર્યાદા જણાય છે એટલું જ પણ ત્હેની પેલીપાર કોઇક બીજી સ્થિતિ હોવી ઉભયમાં શક્ય છે. આ ભાવને દ્વિતીય પંક્તિમાં પોષ્યો છે.

ટીકા

**ને ત્યાંશેએ ... ... દીસે એ** – મેઘ 'ક્ષિતિજ'સુધી ગતિ કરતો જણાય છે અને ત્યાંથી વધુ આપણી દૃષ્ટિ જઇ શકતી નથી, તો પણ ત્હેની ગતિ તેવી જ હોવાથી એટલી કલ્પના તો થઇ શકે છે કે તે હજી વધુ દૂર કોઇક બીજી જગ્યાએ જાય છે. વ્યંગ્યાર્થમાં–આપણી સ્થૂલ દૃષ્ટિ – બુદ્ધિ કેવલ આત્માનું મૃત્યુસૂધીનું જ રુપાન્તર જોઇ શકે છે પણ આત્મતત્વ ત્યાં જ નાશ પામતું નથી. ધ્વનિતાર્થ હજી તે કોઇક બીજી સ્થિતિપ્રતિ ગતિ કરે છે એવી સંભાવના.

૨૩–૨૪

આ શ્લોકથી કાવ્યની અન્તરભાવનાને પ્રત્યક્ષ કરી છે. અજ્ઞેય એવા જીવનઉદ્દેશને સ્હમજવામાં કોઇપણ ફલીભૂત થયું નથી એ ધ્વનિ.

**નીચે આવી ... ... કો'થી કળાય** – મેઘ જલરુપે આકાશમાંથી નીચે આવે છે અને વળી બાષ્પરુપે પાછો ઉંચો ચ્હડે છે, તો આવી ત્હેની વિચિત્રકૃતિ – 'લીલા કો'થી કેમ કળાય?' વ્યગાર્થમાં – આત્મા વિકારથી જીવરુપ પામી સંસારમાં વિહાર કરે છે, અર્થાત્ કનિષ્ઠકોટિમાં આવે છે, અને ત્યાંથી પાછો મોક્ષને માટે પુરૂષાર્થ કરી ઉચ્ચ એવા પોતાના સ્વરૂપમાં લીન થાય છે. આવી આત્માની વિચિત્ર ચેષ્ટામાં શો ગર્ભિત હેતુ છે તે માનવબુદ્ધિ શીરીતે કલ્પી શકશે?

# ક્ષિતિજ

દૃષ્ટિ, બુદ્ધિ અને અનુભવની મર્યાદાઉલ્લંઘનના દ્રવ્યો ક્ષિતિજ, મૃત્યુ અને આત્મસાક્ષાત્કાર છે. આ ત્રણે ભાવોને 'ક્ષિતિજ'નાં કાવ્યમાં ખીલવવાનો યત્ન કર્યો છે.

૧-૪

**ઝીણી રેખ** – સ્થાનાન્તર લીટી; કલ્પિત આવરણ. અજ્ઞેય એવા કોઇ પદાર્થના કેવલ આભાસરૂપેયે હોય.

**દધિ** – ઉદધિ; સમુદ્ર.

**વા દૃષ્ટિનો ... ... એક થાતાં** – કદાચિત્ ખરી રીતે આવી ઐક્યતા નયે થતી હોય અને એ દૃશ્ય કેવલ આપણી દૃષ્ટિ, બુદ્ધિ અને અનુભવના દોષરૂપેયે પ્રત્યક્ષ થતું હોય એમ પણ કેમ ન બને?

૫-૬

**મિલન દૈવી ... ... વિના ગયે ત્યાં** – અગર તો એ દૃશ્યોનો ભેદ માનવજીવનથીપર હોવો જોઇએ, અને એનો સત્યાસત્યનો નિર્ણય ત્યાં જવાથી જ થઇ શકે. ક્ષિતિજ, મૃત્યુ અને આત્મસાક્ષાત્કારના અનેક પ્રકારના વર્ણનપ્રતિ દરેક મનુષ્ય હંમેશ શંકાશીલ જ રહેવાનો, અને એનું યોગ્ય સમાધાન જો

<u>ટીકા</u>

કોઈ પણ રીતે થઇ શકે તેમ હોય તો તે કેવલ ત્યાં જવાથી જ થાય એ તો ચોક્કસ છે. ભૂલથી જ્યાં **मिळन**' છે ત્યાં '**मिलन**' વાંચવું.

<u>૭-૧૪</u>

**મ્હને સ્મરણ છે** – પણ ત્યાં જાતે જ જવું પડે છે એમ શામાટે? કદાચિત્ ત્યાં ગયેલા કોઇ (ક્ષિતિજમાટે) નાવિક, (મૃત્યુમાટે) વિદેહી કે (આત્મસાક્ષાત્કારમાટે) યોગીને પૂછવાથી શું આનો ખુલાશો ન મળી શકે?

**શું ત્યાં ગયો ... ... ભેદ ખોલે** – હા, ગઈ કાલે સન્ધ્યા સમયે મ્હેં સૂર્યને ક્ષિતિજતરફ જતો જોયો ખરો. ત્યારે શુ ત્હેને બધી ત્યાંની ખબર હશે? પણ મૂલ શંકા તો એજ છે કે (૧) ત્યાં શું ખરેખર જઈ શકાય છે, અને (૨) જો તેમ હોય તો ત્યાંથી કોઈ પાછો આવ્યો હોય એવું કોઇપણ જગ્યાએ બન્યું છે? ધ્વનિતાર્થે – જો આવા કોઇ ગયેલા નાવિક, વિદેહી કે યોગીની આપણને ખબર મળી હોય તો તે (૧) ખરી રીતે ત્યાં પહોંચ્યો જ નથી, અને જો (૨) જો કદાચિત્ તે પહોંચ્યો હોય તો ત્યાંથી તે ફરી આવી શકે જ નહિ, અને (૩) જો આવ્યો હોય તો ત્હેનું કથન કેવલ બનાવટી છે; કેમકે જો આ સ્થિતિઓ સત્ય જ હોય તો સુરજ કે જે ત્યાં દરરોજ જાય છે અને પાછો આવે છે તે એ દશ્યનો ભેદ કેમ ખોલતો નથી?

**ના ભેદ એ ... ... ચિત્તકેરી** – ત્યારે શું એ 'ક્ષિતિજ' નો ભેદ કોઇથી ઉકેલાશે જ નહિ ? અને ત્યાં જાતે જઇ કોઇ ખબર ન લાવે કે, 'એ ક્ષિતિજે જે જલ અને આકાશ એક થતાં જણાય છે તે (૧) સત્ય છે અગર (૨) તો આપણા ચિત્તની ક્ષણિક ભ્રાન્તિમાત્ર જ છે.'

૧૫-૧૮

**શું એથીયે હજી ... ... જાણવાનું** – અને કદાચિત્ એ સત્ય છે એમ એક વખત આપણે કબૂલ રાખીએ તો શું એથી બીજું કંઇ વધુ જોવાનું, જાણવાનું કે અનુભવવાનુ રહેતું જ નથી ?

**નયન** – દૃષ્ટિ, બુદ્ધિ અને અનુભવને અનુલક્ષીને.

**નયનની ન્યૂનતા** – અનુભવનાં સાધનો ત્રણે ભાવમાં મર્યાદિત હોવાના સૂચનરૂપ

**પટ** – ઉપર વર્ણવેલી શંકાઓની પરંપર.

**તો કરૂં શું ?** – આ શબ્દોથી અજ્ઞાન, નિરાશા અને પ્રયત્નની અફલતા દર્શાવી છે. કારણરૂપ 'નયનની ન્યૂનતા.'

૧૯-૨૦

**ના જોયું ત્યાં ... ... શું ભરેલું** – ઉપર્યુક્ત ઉદ્ગારો પછી

કેવલ એક જ નિર્ણય બાકી રહે છે અને તે એ કે, 'ક્ષિતિજે જે અગોચર દૃશ્ય રહ્યું છે તે ત્યાં જઈ કોઇ જોઇ શકયું નથી તેમજ જોઇને જાણ્યું હોય તો ત્હેનો મર્મ્મ બોલીયે શકયું નથી.'

## ન્હાની કલી

કાવ્યની ભાવના તદ્દન સરલ છે. 'ન્હાની કલી' વડે અન્યએવી કન્યકાના ધર્મ્મો અને વ્યવહારનો સમારોપ કર્યો છે.

**૧–૨**

**હસતી** – ભાવિથી અજ્ઞાત અને નિર્દોષ હોવાથી. **પ્રણયે** – પ્રેમના પોષણ અને વિકાશને અર્થે.

**૯–૧૨**

**ઉગે, ખીલે, ફુટે** – આ શબ્દો કેવલ અર્થાવૃત્તિદીપક જ નથી, પણ ત્હેમાં બાલા, મુગ્ધા અને પ્રોઢાના ક્રમોયે સમાય જાય છે.

**૧૨–૧૪**

સંસારના સુખો અને ક્રિયાઓનું તેમજ ત્હેની સ્મૃતિનું મિથ્યાપણું આથી સૂચિત છે.

## સન્ધ્યા

આ કાવ્યમાં અનેક ભાવોની ભાવશબલતા પૂર્વ પૂર્વનાને દબાવી દે છે. એક જ દસ્યમાંથી ઉત્પન્ન થતા વિરૂદ્ધ એવા ભાવોની ભાવસંધિ અને તેથી થતી રસની ઝમાવટ વાચકને કાવ્યના મનનથી ઉત્તરોત્તર સ્હમજાશે.

**૧-૪**

**મન્દ** – 'સૂર્ય'માં વર્ણવેલું પૂર્વનું 'ધમકભર્યું' રુપ નહિ, પણ વિયોગની આશંકાથી ખિન્ન હૃદયના સૂચનરુપ.

**ભેટીલે નલિન** – સન્ધ્યાસમયે સૂર્યના ઝાંખા કિરણો કમલઉપર પડવાની ક્રિયાને કવિ વિયોગપૂર્વના દૃઢાલિઙ્ગનરુપ ચેષ્ટા ગણી લે છે. કારણ્પાત્ર 'રજની' દર્શાવી છે.

**થાતાં છુટાં ... ... અસ્ત થાય** – **સ્વાભાવોક્તિમાં સ્વરુપો**ત્પેક્ષાથી ધર્મારોપણ. જ્યોતિના 'મન્દ' પડવામાં અને સૂર્યના 'રક્ત'-પણામાં 'દુ:ખીહૃદય'ની સંભાવના સાભિપ્રાય છે.

**૭-૧૪**

**નિલામ્બરે** – લાલ, પીળો અને વાદળી મૂલ રઙ્ગો મનાયલા હોવાથી આકાશમાટે કોઇપણ શબ્દના પ્રયોગ કરતાં 'નિલામ્બર' શબ્દ જ વિશેષ

યોગ્ય જણાયો. મૂલ રઙ્ગોમાટેની આ માન્યતા ભૂલ ભરેલી છે એમ સાંપ્રત વિજ્ઞાનશાસ્ત્રના પ્રયોગથી બતાવવામાં આવ્યું છે. નવી શોધ પ્રમાણે લાલ, લીલો અને જાંબુડી (Violet) રઙ્ગ જ મૂલરઙ્ગો છે.

**પ્રેમના ભગ્નચિન્હો** – મૂલરુપ પીળી, રાતી રેખાઓ કે જેને સૂર્યના 'પ્રેમના ભગ્નચિન્હો' કલ્પ્યાં છે; અને એના વિશેષ પોષણરુપ 'ક્ષિતિજે દ્રવીને ભિન્ન થાતા આશતંતુ' એ દ્વિતીય કલ્પના એક એકના વિશેષ્ય વિશેષણરુપ ભાવમાં મૂકી છે. '**द्रवी जे**' ની જગ્યાએ '**द्रवीने**' વાંચવું.

**ભેખ વૈરાગ્યમાટે** – કમલિનીના વિયોગની ચિન્તાથી જાણે સૂર્ય વૈરાગ્યના ચિહ્નરુપ લાલપીળી જ્યોતિરચિત ભેખ–કફની ન ગુથી લેતો હોય એવી ઉત્પેક્ષા. અલઙ્કાર ફલોત્પેક્ષાઅસિદ્ધવિષયા.

**શાન્તિના પુષ્પ મૃદુ** – 'શાન્તિના' હોવાથી 'મૃદુ' આ પુષ્પો તે અનેક ન્હાની ન્હાની વાદળીઓ કે જે સન્ધ્યાસમયના વિવિધરઙ્ગોથી પુષ્પરુપ શોભિત બની છે.

**વંચ્છિ ત્હેની ... ... ગતિને** – રાત્રિમાં સૂર્યના ન દેખાવાના કારણરુપ ત્હેનું પ્રયાણ માન્યું છે. આ પ્રયાણ–ગતિ તે પૂર્વપ્રતિ પશ્ચિમમાંથી

આવવાની ક્રિયા સન્ધ્યાદેવીમાટે કુશલતા ઇચ્છતાં કુસુમાર્પણની વિધિ અતિશય સ્વાભાવિક છે. પ્રશ્નચિહ્ન મૂકવામાં હેતુરુપ કલ્પનાની શંકા.

૧૫-૧૬

**મુગ્ધાહાર્દને ... ... વિયોગે** – મુગ્ધા-હૃદયને ક્ષણિક વિયોગથી જીતવાની ચેષ્ટા પ્રેમના અનુભવીઓનેમાટે નવીન ન કહેવાય. 'મુગ્ધાહાર્દ'તે કમલને અનુલક્ષીને. આ શ્લોકને અન્યોક્તિ ગણી હોય તો દોષ આવે એમ નથી જ્યાં 'રતિનો' છે ત્યાં 'રવિનો' એમ વાંચવાથી ભાવ વિશેષ સરલ થશે.

૧૭-૨૧

**અધિક રસદ** –ઊર્મિઓમાં વિષમતા હોવાના કારણે 'અધિક રસદ'. પૂર્વની ઉત્પ્રેક્ષામાં વાચ્ય એવી એક જ ભાવનાને વહન મળ્યું હતું; પણ આ શ્લોકમાં ભાવનાનુ વહન વિષમ જ નહિ પણ સવિશેષ છે. સામાન્ય દૃશ્ય થતી રતિની ચેષ્ટાઓમાં કવિને કંઇક ગૂઢ ઉદ્દેશનુ ભાન થાય છે.

**ગગનપટ.રહીને ... ... કાસાર પૂરે** – 'ગગનપટ'થી દિવ્યતાનો ધ્વનિ તેમ જ 'કાસાર'થી ભૌતિક કિંવા સ્થૂલભાવ જાગૃત કરવાનો પ્રયત્ન છે. સરોવરને 'શૂન્ય' કહેવામાં માયાનું નિઃરસપણું સૂચવ્યુ છે.

**વિષમ** – રતિની બે પરસ્પર વિરુદ્ધ ભાવનાથી મિશ્રિત **ભાવસંધિ**. **અહિં** સૂર્યકમલવિયોગ અને ચન્દ્રકુમુદિની સંયોગનો ધ્વનિ છે.

**નવીન** – 'નવીન' એ ચન્દ્રનેમાટે, અને 'વિષમ' એ સૂર્યનેમાટે.

**શશી અભ્ર ... ... આર્દ્રપૂર્ણ** – શશીકુમુદિની અને સૂર્ય કમલિનીની બે નાયકનાયિકાની જોડ. સૂર્ય પોતાની પ્રિયાથી વિમુખ થવામાં ચન્દ્રને કટાક્ષનો પ્રસંગ મળે છે. આ કટાક્ષ તે દ્વીઅર્થી-કુમુદિનીને મિલનના કારણે પ્રેમમય અને સૂર્યને વિયોગના અભાગ્યસૂચિત દયાભર્યાં અને તેથી જ 'આર્દ્રપૂર્ણ'. ભૂલમાં '**आद्रपूर्ण**' છે ત્યાં '**आर्द्रपूर्ण**' વાંચવું.

આ **સન્ધ્યા**નું વર્ણન શુકલપક્ષમાં કરવામાં આવ્યું છે. પૂર્વકલ્પનાઓની શ્રેણી રચવામાં **ભાવશબલતા** પશ્નચિહ્નથી ઉત્પન્ન કરી છે. એક જ દૃશ્યમાંથી અનેક ભાવના કલ્પવાથી પ્રત્યેકની સત્યતામાટે શંકા રહે એ સ્વાભાવિક છે. આ તો જેમ ઉદ્દગારો નિકળ્યા તેમ મૂકયા છે. ભૂલથી '**कुमुदीने**' છે ત્યાં '**कुमुदिने**' વાંચવું.

## ૨૨–૨૬

**નભ રહી** – **બ્રહ્મ**મયકોષમાં આત્માની સ્થિતિ હોવાનો ધ્વનિતાર્થ.

**રતિકેલી** – ધ્વનિતાર્થે **બ્રહ્મ**–વિહાર.

**સ્થૂલ ઉપભોગવાને** – સૂક્ષ્મરીતે તો કદાચિત્ વિષયોનો ઉપભોગ 'શુદ્ધઅંશુ'ઓ 'નભ રહી' પણ કરતા હોય, છતાં 'સ્થૂલ' રીતે ત્હેનો ઉપભોગ તો આ દૃસ્ય જગતમાં જ સંભવિત. 'સ્થૂલ' શબ્દ આથી સહેતુક છે.

**અવનિશું** – એમાં 'શું' શબ્દથી ભૌતિકસ્થિતિની ક્ષુલ્લકતા દર્શાવી છે.

**શુદ્ધઅંશુ** – આત્માને તેમ જ સૂર્ય અને ચન્દ્ર ઉભયમાટે સાભિપ્રાય છે. 'અંશુ' એ બ્રહ્મના અંશરુપે આત્મા, અને વાચ્યાર્થે સૂર્યચન્દ્રના કિરણો.

**જગઅનુભવ જૂદા** – પ્રત્યેક પુરુષના પ્રકૃતિજન્ય ભિન્નભિન્ન અનુભવોને અનુલક્ષીને. સાંખ્યયોગમાં પ્રત્યેક પુરુષને ભિન્ન માન્યો છે, અને તેસાથે અંશુરુપે તો બધા જ સમાન અને શુદ્ધ પણ સ્થૂલ અનુભવમાં પ્રત્યેકની વિચિત્રતાનો અહિં ધ્વનિ છે.

**બદ્ધ** – શુદ્ધત્વ તો છે જ પણ મોહથી 'બદ્ધ'– મર્યાદિત.

**નવ નવ પ્રતિદૃશ્યે** – આમાં પ્રથમ 'નવ' તે નકારાત્મક ભાવમાં. આં 'જગઅનુભવ' દૃશ્યેદૃશ્યે જૂદા એટલું જ નહિ પણ એક જ દૃશ્યમાયે ભિન્ન અનુભવ. આના દૃષ્ટાંતરુપે ચન્દ્રકુમિદિનીસંયોગ અને રવિકમલિની વિયોગ પૂર્વે વર્ણવામાં આવ્યો છે. સુખવાદ અને દુઃખવાદનો ઉલ્લેખ પણ એની સાથે જ.

**હૃદય વિષમ જેવાં** – જેમ હૃદય હૃદયમાં વિષમતા છે તે જ પ્રમાણે અનુભવમાં પણ ભિન્નતા. આ વિષમતાના કારણરુપ 'હૃદય', 'શુદ્ધ અંશુ'એ નહિ. એટલે એક જ દૃશ્યમાંથી હર્ષ અને ગ્લાની વ્યક્તિપરત્વે ઉત્પન્ન થતાં જોવામાં આવે છે ત્હેમાં આ 'હૃદયની વિષમતા' જ દોષરુપ છે. **સાંખ્યયોગમાં પ્રત્યેક પુરુષને જૂદું ચિત્ત** આપવામાં આવ્યું છે. કવિના 'હૃદય' **અને સાંખ્યયોગના** 'ચિત્ત' માં શબ્દભેદ છે પણ ભાવભેદ નથી.

## મત્સ્ય

'**મત્સ્ય**' ના કાવ્યથી, અન્યપક્ષે જીવનમુક્ત એવા પુરુષની જગત્‌સંસારમાં દૃશ્ય થતી જીવનચેષ્ટાઓનું નિરુપણ કરવામાં આવ્યું છે. વાચ્યભાવ વ્યંગ કે ધ્વનિ જેટલો પ્રથમ વાંચને કઠિન ન લાગશે

**૧–૪**

**ડૂબી તોય** – સ્થૂલવ્યવહારનાં કાર્યોમાં ઓતપ્રોત થઇ ગઇ હોવા છતાં.

**ભીંજતી** – માછલીનું શરીર પાણીમાં રહેવાથી ભીંજે છે તો ખરૂં જ પણ પોતાનું વ્યક્તિત્વ કે સ્વાતન્ત્ર્ય તે ત્હેમાં ગુમાવી દેતું નથી, તેમ જ તે પાણીની ત્હેનાપર કોઇપણ પ્રકારની અસર થતી નથી. મત્સ્યની જેમ જીવનમુકતમાટેયે પોતાનું સ્થૂલસૂક્ષ્માદિઅસ્તિત્વ ધારી અને ટકાવી શકાવા

માટે પાણી (સંસાર-સાગર)' ની અપેક્ષા ઉભયપક્ષે સમાન છે. વ્યંગાર્થમાં જીવનમુક્તના સ્થૂલઆવરણો- શરીર, ઇન્દ્રિયાદિ જગતનાં સ્થૂલ દ્રવ્યોનો સ્પર્શ તો કરે છે જ ('ભીંજવા'ના ભાવમાં) અને સ્થૂલરુપે ત્હેની નિશાનીઓપણ રહે છે. જે વિશિષ્ટતા હોય છે તે એટલી જ કે ત્હેને પોતાના શરીરઉપર થતી અસરોથી તે દોરવાય જતું નથી તેમ જ ત્હેના મોહમાં પોતાનું વ્યકિતત્વ કે સ્વાતન્ત્ર્ય પણ ગુમાવતું નથી.

અહિં 'ડુબી તોય નહિ ભીજતી' એમ ક્‌હેવામાં સમગ્રકારણ હોવા છતાં કાર્યની અનુત્પત્તિ વર્ણવી હોવાથી વિશેષોકિત અલઙ્કાર થાય છે.

**અદશ્ય** – એ 'દેહ' માટે 'રસસાગર' માટે નહિ.

**રસસાગર** – પ્રકૃતિજન્ય આનન્દ અને દ્રવ્યોથી પૂર્ણ આ સંસાર.

**ખપ્રતિ ... ... વેરે વારિને** – એ સંસારની અનેકચેષ્ટાઓ (ઊર્મિ) અનન્તતા (ખ-આકાશ) પ્રતિ પોતાના અસંખ્યહાથો પ્રસારે છે. 'વારિને' એ પ્રયોગ 'વારિકણોને' એવા ભાવમાં કર્યો છે. મોજાંઓના અછડાટથી ઉડતાં તે અગણિત ફોરાંઓમાં, અસંખ્યહાથો પ્રસારી, આંનન્દને અનુભવવાની પ્રકૃતિની ક્રિયાની ઉત્પેક્ષા છે.

૫-૧૬

**ઊર્મિશિખ ... ... જૂદું જો! લાગે** – દશ્યજગતના વિષયજન્ય-

સુખોનું ત્હેના યથાર્થ અને ઉન્નત સ્વરુપમાં તે ઉપભોગ કરે છે પણ તેથી ત્હેને જરાયે લેપન લાગેલું જણાતું નથી. અને એવાં દ્રવ્યોના અનુભવવખતે ત્હેમાં ભળી રચીપચી જવા છતાંયે તે જૂદું ને જૂદું જ લ.ગે છે.

**નિધિનીર** – સાંસારિકદ્રવ્યો; ઇન્દ્રિયજન્ય વિષયો; માયાની ઇન્દ્રજાલ; અને એ જ 'રસસાગર' નું વારિ. 'ઊર્મિશિખ', 'વિચિજલ' આદિ શબ્દો ત્હેના વર્ગીકરણરુપે યોજ્યા છે.

**રસવમને** – સમુદ્રમાં વટોળીઆથી ઉત્પન્ન થતું પાણીનુ વમ્મળ. સંસારના અતિમલિન અને ઉગ્ર વિષયજન્ય દ્રવ્યોમાંથીયે જીવનમુક્ત (સુરસ) સત્વભાવના ગ્રહણ કરી પોતાના ચિત્તને તૃપ્ત કરે છે. અને આમ સંસારના સુખોનું સતત પાન કર્યે છતેયે ત્હેનું ચિત્ત સંતુષ્ટ જણાતું નથી ત્યારે એ અસંતુષ્ટ 'ઉર' કેવું?

અહિંપણ પૂર્વે 'ડૂબી તોય નહિ ભીંજતી' એ વિશેષોક્તિનું અનુકરણ 'પીતું તોયે તૃપ્ત ન' એવા અન્યભાવના પ્રયોગથી કર્યુ છે.

**ઉર વિશાલ .. ... ભેદ ધરે રુપે** – 'ત્યારે એ અસંતુષ્ટ ઉર કેવું?' એવા પૂર્વપ્રશ્નના ઉત્તરમાં કવિ જણાવે છે કે, એ વિચિત્ર જણાતું 'ઉર' વિશ્વવ્યાપી (વિશાલ) છે; અને અનેકપ્રકારના ભૌતિક દ્રવ્યોમાં રમણ કરી ત્હેનો અનુભવ લીધા પછીયે તે '**કેવલ સાક્ષીરુપે**' જ ત્હેને

(જગતને) જોતું ફરતું રહે છે અર્થાત્ ત્હેમાં ડુબી જઇ નાશ પામતું નથી.

૧૭-૨૦

**તે રુપ જૂદું ... ... હેતુને તે** – સૌથી વધુ આકર્ષક તો એ છે કે, તે જૂદું ન રહી શકે એમ હોવા છતાંયે તે જૂદું છે. ત્હેનાં સ્થલપોષણને અર્થે જેટલી માછલીને પાણીની અગત્ય છે તેટલી જ જીવનમુક્તને આ સંસારના દ્રવ્યોની જરૂર છે. અને એ રીતે સંસારની ઉપધિઓથી વિંટાવા છતાપણ તે 'જલકમલવત્' નિર્લિપ્ત રહી પોતાના 'અન્તિમ હેતુ'રુપ મુક્તિને પામે છે. ધ્વનિતાર્થે એવો પણ ભાવ છે કે, જેમ પાણીના અભાવથી માછલાંનું અસ્તિત્વ જ સંભવિત નથી તેમ આ જગતને સ્થૂલરીતે ત્યાગીને મુક્તિને શોધનાર મનુષ્યના પ્રયત્નો યે કેવલ નિરર્થક અને અસમ્ભવિત છે.

## જલધોધ

પુરુષ તથા પ્રકૃતિના સત્વ, રજસ્ અને તમસ્ ગુણોની ક્રિયાકાર્યોનાં વિકાસક્રમનાં દર્શનનું ઝરણ (નાન્યતર જાતિ, બાલકરુપે), સરિત (નારીજાતિ, સ્ત્રીરુપે) અને જલધોધથી (નરજાતિ, બલિષ્ઠ પુરુષરુપે) સ્વભાવોક્તિમાં ધર્મારોપણથી સૂચન કર્યું છે.

ટીકા

કાવ્યના ખોખાંને ખાલી વાચ્યભાવમાં વાચવાના કરતાં ત્હેમાં રહેલા આત્મા (ધ્વનિ) ને અનુભવી ઉભયદષ્ટિથી એનુ અવલોકન કરવું વધુ ઇચ્છિત છે. આવાં ધ્વનિતકાવ્યો વારંવાર વાંચવાથી, અભ્યાસ પડયે, ઉત્તરોત્તર ત્હેને સ્હમજવાં સરલ થઈ જશે.

૧-૨

**કારી** – કારમો; ભયંકર.

**નીચે ધીમે ઉતરતો** – ધ્વનિતાર્થે સત્વ, રજસ્ અને પછી તમસ્ એમ ક્રમસ: ગુણોનું અધઃપતન હવે પછી વર્ણવેલું હોવાથી.

**મૂલથી ન એવો** – મૂલસ્વરૂપે તો એ કેવલ એક નિર્દોષ ઝરણું હતું; ત્યાં એ ભવિષ્યમાં આટલું બધું કારમુ રૂપ લેશે એમ કોણે જાણ્યું.

૩-૬

**મૃદુ** – કોમલ. એનું વિશેષ્ય 'ભાવ'. પાઠાન્તરે ' ત્યાં એ ન્હાનું ઝરણું, નિર્મલરસે, રતિનો મૃદુભાવ જાગૃત કરતુ હતું ' એમ વાંચવુ.

**રસ નિર્મલે** – સત્વરુપે.

**ત્યજી નિજ જાતિ** – બાલકરુપ છોડી દઈ નાન્યતરમાંથી નારીજાતિમાં જવાનું પરિવર્તન. ધ્વનિતાર્થે પુરુષ અને પ્રકૃતિનુ સત્વમાંથી રજસ્ગુણમાં પરિણામવું

'નિર્દોષરુપ' તે 'શુદ્ધબાલપણું'. બાલકો હંમેશ વિશુદ્ધ ભાવના અને નિર્દોષ હોય છે; પણ જ્યારે તેઓ એ (સત્વ) સ્થિતિ છોડી દઈ ક્રમાન્તરે અન્યરૂપે* સ્ત્રી કે પુરુષ થાય છે ત્યારે ત્હેનામાં રજસ્ અને તમોગુણનો સંચાર થાય છે.

૭-૧૨

**થઈ સરિત ... ... તેહ કરતી** – ઝરણું ક્રમેક્રમે નદીનું રુપ લે છે જ્યારે ત્હેનામાં પ્રથમની શુદ્ધભાવનાઓ નહિ હોવા છતાંયે તે 'મોહિત' કરતી હતી. '**યદિ**' શબ્દનો પ્રયોગ અહિં એટલામાટે કર્યો છે કે, સત્વગુણથી અધઃપતન પામેલા રજોગુણમા કોઇપણ પ્રકારનું આકર્ષણ કે કે આનન્દ ન હોવો જોઇએ છતાંયે તે પોતાના સ્ત્રીચરિત્રથી 'મોહિત' કરતી હતી. અધઃપતનમા આકર્ષણ હોવાનું અકુદરતી અને અનિચ્છિત હોવા છતાં તે હોય છે એવો ધ્વનિ.

**સ્ત્રીચરિત્ર સઘળાં** – આમાથી કેટલાંક સ્ત્રીચરિત્રાનું હવે પછી વર્ણન કર્યુ છે. 'તરડું નૂર્તન, રવે કુજિતગાન અને રવિસ્પર્શે હસી ચક્રનાભિ

* બાલક ન્હાનું હોય છે ત્યાંસુધી ત્હેને નાન્યતરજાતિથી ઉદ્બોધવાની અને તે મ્હોટું થતાં ત્હેની જાતિપ્રમાણે સ્ત્રી યા પુલ્લિંગ વાપરવાની પૃથા સર્વત્ર સામાન્ય છે.

બતાવવાની' ક્રિયાઓથી કથિત પદાર્થોનું તે જ ક્રમે અન્વય કથન કરવામાં આવ્યું છે. આ સાથે શ્રૃંગારના સ્થૂલ પોષણનો એક કરતાં એકનો ઉત્તરોત્તર ઉત્કર્ષ પણ વર્ણવ્યો છે.

**હરે મન** - પુરુષપ્રકૃતિની રજોગુણની ચેષ્ટાઓ ચિત્તને વિશેષ આકર્ષે છે એમાં તો શક નથી જ. 'હરે' એટલે 'નાશ કરે' એમ નહિ પણ 'આકર્ષે' 'ખેંચે' ઇત્યાદિ.

**૧૩-૧૪**

**ભયરચિત ન મૂલ એવું** - પ્રથમ ઝરણાંરુપે એ (જલધોધ) આટલો બધો ભયંકર ન હતો. પુરુષપ્રકૃતિના સત્વ અને રજોગુણનો જેને અનુભવ છે ત્હેને ત્હેની તમોગુણની ક્રિયાઓમાં એટલી બધી ભયંકરતા દેખાશે કે ત્હેને સ્વાભાવિકરીતે એવો ખ્યાલ પણ ન આવે કે મૂલ સ્વરુપે જે આટલો બધો શુદ્ધ તે અમુક સંજોગોમાં આટલું બધુ ગમ્ભીર અને વિકળ રૂપ લઇ શકે. સત્વગુણી તપસ્વીઓપણ જ્યારે ક્રોધાવેશમાં આવે છે ત્યારે ત્હેની ભયંકરતાને સીમા હોતી નથી.

**છે રૌદ્રરુપ ... ... જલસ્થૂલરુપે** - જલધોધ એ પ્રકૃતિના તમોગુણનું ચિત્ર છે. એને યોગ્ય એવી 'રૌદ્રરુપ' અને જાણે મૃત્યુનો બીજો જ ભાઇ ન હોય એ ઉપમાઓ આપી છે. મૃત્યુના પ્રતિનિધિજેવો આ જલધોધ તે (મૃત્યુ)ના બધા ગુણોનો સ્થૂલરુપે અનુભવ કરાવે છે.

નાયગરાજેવો ભયંકર જલધોધ જેણે નજરે જોયો છે ત્હેને તો એમ જ લાગશે કે આ દ્રશ્યનું અહિં કરેલું ઉગ્રવર્ણન કોઇપણ પ્રકારે અતિશયોકિત નથી.

**ને એથીયે,... ... ગોપન રાખવા** – અને આ બધું અહિંથી જ અટકતું નથી પણ તે અઘોર કૃત્યો કોઈ ન જૂવે એટલા માટે બધાં પડદા પાછળ કરવામાં આવે છે. જલધોધમાં પાણીનાજોરથીપડવાના કારણે પાણીની છાંટો અતિશયપ્રમાણમા આજુબાજુ ઉડે છે અને તેસાથે તે ધોધ પડવાની જગ્યાએ ફીણ થાય છે, એટલે તે જગ્યાએ થતી બીજી ક્રિયાઓ આપણને જોવાની મળતી નથી. આ અગોચર ક્રિયા તે ન્હાનાં મ્હોટા જીવોનો સંહાર વ્યગાર્થે– મૃત્યુની પોતાની આન્તરક્રિયાઓ જે અન્તિમસ્થિતિએ અનુભવાય છે તે ત્હેનાં કારમાકિરણોથી તે મૃતઃપાય જીવની આસપાસ એવો ભયંકર પડદો રચી લે છે કે, તે ભયથી ત્રાસી ગયેલું આકુલહૃદય તે ભાવો સ્હમજી જ શકતુ નથી.

**પાષાણ ભેદી ... ... વ્હેતાં** – જલ જેવાં મૃદુ તત્વથી પથ્થર ભેદવાની ક્રિયા વર્ણવામાં એવો ધ્વનિ છે કે, નજીવું જણાતું કોઇ પણ દ્રવ્ય જ્યારે તે તમોગુણમાં પરિવર્તન પામે છે ત્યારે ત્હેને કંઇ પણ અશક્ય જેવું નથી. પછી જ્યારે આ (અશક્યને શક્ય કરવાની) સ્થિતિએ કોઇ દ્રવ્ય પ્હોંચે છે ત્યારે તે મનસ્વીરીતે અન્યના વિનાશને માટે જ યત્ન કરે છે એ પુરૂષ અને પ્રકૃતિનો ક્રમ જ્ઞાની અને વિજ્ઞાનશાસ્ત્રીને વિદિત છે.

જલધોધ પણ આ જ નિયમને અનુસરી ત્યાં પાણીમાં સ્વચ્છન્દ રમતાં નિર્દોષ અને નિર્ભય જલચરો ( પાણીમાં વસતા જીવો )ને પથ્થરોમાં અફળી ત્હેનો નાશ કરે છે.

હિન્દુધર્મશાસ્ત્રોમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિપુટી કલ્પી છે જેઓ અનુક્રમે ઉત્પત્તિ (ઝરણું), સ્થિતિ કિંવા પોષણ (સરિતા) અને સંહાર (જલધોધ)નો અનાદિકાર્યક્રમ ચીવટપણે વળગી પૂરો કરે છે.

**ભીંજે ત્હેનું ... ... વજ્ર જેવું** – આ પંક્તિમાં જ્યાં 'ભીને' છાપ્યું છે ત્યાં સવડમાટે 'ભીંજે' એમ વાંચવું. આપણને સ્વાભાવિક એવી આશા રહે છે કે આવા અધમ વ્યવહારમાં કોઈક એવોપણ વખત આવતો હશે કે જ્યારે તે પાષાણજેવું કઠિન હૃદયયે ( પ્રેમ કે ક્રોધ એવા જ અન્યભાવને અધીન થઇ ) ભીંજતું હશે. અને આ વિનાશકાર્ય થોડા સમયમાટે પડતું મૂકે. પણ કવિ ત્હેનો હેતુપૂર્વક નિષેધ કરે છે જેમ જલધોધને કોઈ દિવસ જલચરની દયા આવી નથી તેમ યમરાજનેયે કોઇ દિવસ કોઇની દયા આવી હોય એવો બનાવ હજીસૂધી બન્યો નથી.

અહિં સમાન કાર્યવડે જલધોધમાં મૃત્યુનો સમારોપ વર્ણવ્યો હોવાથી સમાસોક્તિઅલઙ્કાર. આ સિવાય વિરોધાભાસાલઙ્કારની સંધિપણ અહિં અતિ આકર્ષકરીતે થઇ છે.

એ જ પંક્તિમાં 'ગુણશું' એમાં 'શું' એ સાતમીનો પ્રત્યય 'માં'ના ભાવમાં.

૨૫-૨૬

મૂલમાં જલતત્ત્વ તેમ જ વ્યંગાર્થે પુરુષ અને પ્રકૃતિ ત્હેના આદિરૂપમાં એક હોવા છતાયે તે ક્રમાન્તરે, સંજોગોને અનુસરી, જૂદાં જૂદાં જાતિ, રૂપ અને ગુણ ધારણ કરે છે.

**અમલ** – મલરહિત; નિર્દોષ; શુદ્ધ

જે જે દ્રવ્યો મૂલરૂપે (સત્વગુણમાં) શુદ્ધ અને નિર્દોષ હતાં તે પરિણામે (તમોગુણમાં) કેટલાં ભયંકર? અર્થાત્ તે તત્વો એટલાં બધાં ભયંકર છે કે ત્હેનું વર્ણન પણ ન થઇ શકે.

## કમલ

આ કાવ્યમાં અમુક એક ભાવનાને જ પોષણ આપ્યું છે એમ નથી; પણ સાંસારિક દૃશ્યોના અનુભવોથી મને કંઇક જોવાનું કે જાણવાનું મળ્યું છે ત્હેનું 'કમલ'ની વિધવિધ ચેષ્ટાઓમાં આરોપણ કર્યું છે. પ્રસ્તુત કાવ્ય યુરોપની મુસાફરી પછી હું અમેરિકા ગયો તે સમયે લખાયું હતું.

૧-૬

**રવિના શા કિરણથી** – સુરજના કિરણોમાં એવું તે કયું તત્વ છે કે જેનાથી કમલનો વિકાસ થાય છે? કેમકે બીજી પંક્તિમાં કહ્યું તેમ અનેક પ્રકારના ઉપાયો કર્યે જે કમલ ખીલતુ નથી તે માત્ર સૂર્યકિરણોના સહજ સ્પર્શથી ખીલે છે, તો એ કિરણોમાં અને સ્પર્શમાં એવો તે શો ચમત્કાર ભર્યો હશે? સ્ત્રીમાં સ્ત્રીતત્વ જેમ પતિના સ્પર્શમાત્રથી ખીલે છે તેમ અહિંપણ કોઈ અગોચર સમ્બન્ધ રવિકમલ વચ્ચે હોવાનો ધ્વનિ છે.

**રવિપણ હસે** – આ અગોચર સમ્બન્ધ કેવલ કમલને જ આનન્દનું કારણ નથી પણ રવિમાટેયે તે સમાન છે દામ્પત્ય સ્નેહમા પતિપત્નિ ઉભયને તેઓનો સમ્બન્ધ સમાનરૂપે આનંદદાયી હોવાનો ધ્વનિ છે.

**હશે એવું ... ... અતિ કર્યે** – ત્યારે આપણને સ્વાભાવિક જિજ્ઞાસા થાય છે કે આ સ્નેહ-સમ્બન્ધમાં કુદરતે એવું તે શું મૂકયુ હશે કે જેથી અન્યરૂપે અસાધ્ય જણાતું કાર્ય સાધ્ય થઇ શકે છે. દૃષ્ટાંતતરિકે કમલ રવિકિરણો સિવાય અન્ય કોઇપણ દ્રવ્યથી ખીલતું નથી. આમાં જો સુરજની ઉષ્ણતાથી કમલ ખીલતું હોય તો કમલને અગ્નિનો તાપ લગાડવાથી તે ખીલવું જોઇએ; જો તે સૂર્યના પ્રકાશથી ખીલતું હોય તો વિજળીના પ્રકાશથી ત્હેને ખીલવી શકાવું જોઇએ, છતાં આવા

કોઇપણ પ્રકારોના ઉપાયોથી તે ખીલતું નથી એ તો જાણીતું છે.

७-१२

**રસિકઅલિ –** શિક્ષિત કે અશિક્ષિત, દેશી કે વિદેશી સમાજમાંયે આવા 'રસિકઅલિ'ઓ કંઇ થોડા નથી. તેઓનું કાર્ય મુગ્ધાપત્નિઓને પોતાના મધુર ગુંજારવથી ભમાવી પોતાના ધર્મથી વિમુખ કરવાનું હોય છે. કુદરતી સ્ફુરણાથી જોડાયલી પત્નિમાટે, કેટલાક અપવાદોસિવાય, સંખ્યાબન્ધ હૃદયરસિકો (Sweethearts) હોવાની સ્વાભાવિકપ્રથા આપણા દેશો કરતાં પ્રાશ્ચાત્યદેશોમાં કંઇક વિશેષ પ્રમાણમાં સ્થાપિત થયેલી જોવામા આવે છે.

**હવે કેવો ... ... ત્યાં ભ્રમરને –** અને આવા ઉપપતિઓસાથેના સ્થૂલનિકૃષ્ટવ્યવહારમાં નલિનીપણ કંઇ ઓછો ઉત્સાહભર્યો ભાગ લેતી નથી. અર્થાત્ આવા દૃશ્યોમાં કેવલ 'રસિકઅલિ'ઓ જ સર્વ દોષને કે ઇર્ષાને પાત્ર નથી. ભ્રમરને બીચારાને તો કંઇક એવું જ ઉગી ગયેલું છે, આ જગતના સર્વ કમલો માત્ર પોતાના ઉપભોગનેમાટે જ કરેલાં છે, એટલે તે તો જાણ્યે અજાણ્યે ત્હેના આ સિદ્ધાંતનું પ્રતિપાલન કર્યે જ જાય છે. આ ચેષ્ટાને કેટલાકો અને મુખ્યત્વે પ્રાશ્ચાત્યજનસમૂહ નિષ્કામ પ્રેમ (Platonic Love) હોવાનું જણાવે છે પણ મ્હને તો એમા કેવલ પશુવૃત્તિ જ દેખાય છે.

૧૬-૨૨

**અરે, કેવાં ... ... પિયુને સહજમાં** – એ કમલ જેવાં કોમલ અને ત્હેના જેવાં જ સ્વભાવવાળાં 'પ્રણયીહૃદયો' કેટલાં જૂઠાં કે પોતાના નિર્માણપતિને ત્યજી દઈ તેઓ અન્ય એવા રસિકોને પોતાના શરીરનો ઉપભોગ કરવા દે છે.

અહિં સમાન કારણથી ત્હેને અનુરૂપ એવાં કાર્યની ઉત્પત્તિ વર્ણવી હોવાથી સમાલઙ્કાર થાય છે.

પોતાના પતિમાં દોષ અને નિરાશાના કારણે જો કેટલીક પત્નિઓ આવો માર્ગ સ્વીકારે તો ત્હેનેમાટે કંઇક ક્ષમાનું કારણુયે રહ્યું; પણ ઘણી જગ્યાએ તેમ ન હોતાં કેટલીક સ્ત્રીઓને તો પોતાના 'રવિસમ' પતિને 'સહજમાં' ત્યજી દેવાનો (કમલની જેમ) કેવલ સ્વભાવ જ પડી ગયો હોય છે.

**અને તેયે ... ... ભ્રમરને** – અહિં તો લજ્જા, સમાજભય, વિનય કે અન્યકોઇપણ આવરણનું બન્ધન રાખ્યું નથી. આવાં દૃશ્યો જેટલાં પ્રાશ્ચાત્યદેશોમાં સંમાન્ય છે તેટલાં અહિં નથી. કવિનો તે દેશોનો અનુભવ આવા ઉદ્‌ગારો કઢાવવા પ્રેરે છે. આગળ વર્ણવેલી ચેષ્ટાને અહિં વિશેષ સ્થૂલ અને સ્પષ્ટભાવમાં દૃઢતમ કરી છે.

૨૩-૨૬

**મ્હને લાગે ... ... ન કદિ જે** – આવા સ્થૂલપ્રેમના અનેક બનાવો જોતાં મ્હને કોઇક વખત એમપણ શંકા ઉઠતી કે, કદાચિત્ કુદરતના પોતાનામા જ કંઇક એવી વિચિત્રતા ન હોય કે જેથી 'પ્રણયીઉર' જે ન ચાહે એવા (બેવફાના) કૃત્યોપણ ત્હેમની પાસે કરાવવામાં આવે. અહિં વિષયાસકિતનું શુદ્ધપ્રેમઉપર પ્રાધાન્ય ધ્વનિરુપે વર્ણવ્યું છે કે જેના કારણે આવા બનાવો બનતા હોવાનું કવિ માને છે. એ સાથે કવિનું એવુંપણ માનવું છે કે, આધુનિક સમાજ (Society) પોતેપણ એક સ્વાર્થીયમણ્ડલ હોય આવા બનાવોને અન્યરૂપે (પોતાના રીતરિવાજો, બન્ધનો અને છુટોથી) ઉત્તેજન આપે છે.

## હ્રુદય

કુદરતના નિયમો અને દ્દશ્યો ઉકેલવાં જેટલાં અશકય છે તેટલું જ અશકય આ 'હ્રુદય'નુ પૃથક્કરણ.

૧-૩

**મિલન ... ... સ્વતાલને** – જે લિપણગાન સમુદ્ર નિરંતર ગાય છે તે જ અશેષગાન મ્હારૂં હ્રુદય પણ છન્દોરૂપે પોતાનો તાલ

મિલાવી ગાતું હશે, એથી વિશેષ મ્હને ખબર નથી.

૪-૮

**મમહૃદય ... ... સ્હમજ્યું નથી** – હૃદયના ભાવો સ્હમજવા કઠિન હોવાના કારણો આગળ જણાવ્યા પછી અહિં એવો ઉલ્લેખ કર્યો છે કે, પોતાનું હૃદય પણ જેઓથી સંપૂર્ણપણે ઉકેલાયું નથી તેઓ અન્યહૃદયોમાં જે અનેકવિધ ભાવનાઓ પલેપલે સ્ફુરતી હશે તે બધી શી રીતે ઉકેલી કે સ્હમજી શકશે?

૧૧-૧૪

**તદપિ દૃષ્ટિ ... ... સ્હમજું ન હું** – પણ આવી અશક્યતા છતાંયે જો કોઇક કારણે (આત્મપ્રતિભા કે અન્ય આધિદૈવિક શક્તિના પરિણામે) મ્હને સર્વ હૃદયોના ભાવો ઉકેલવાની ચાવી મળે તો યે બધા 'વિષમ, નવ અને ઉંડા ભાવો જાણતાં હું ત્યારે રૂદન કરૂં કે હાસ્ય' એ કહેવું તેટલું જ અગમ્ય છે.

ભય, શોક, દુઃખાદિ તેમ જ હર્ષ અને સુખની ક્ષણો જૂદી પાડી ત્હેની તુલના કરી એ બેમાં વિશેષ પ્રમાણ રૂદનનું છે કે હાસ્યનું છે એનો વિવેક કરવો કેવળ અશક્ય છે. જીવનમાં કદાચિત્ દુઃખો થોડાં હોય તોપણ જ્યારે દુઃખ પડે છે ત્યારે તે ધાર્યાકરતા વધુ દુઃખદ હોય એવું લાગે છે, અને સુખ મળે છે ત્યારે તે ધાર્યાકરતાં બહુ જ ઓછા

પ્રમાણમાં આપણને અનુભવવાનું મળ્યું છે એમ લાગતું હોવાના કારણે ઉભયની તુલના કેવલ અસમ્ભવિત છે. આથી જ કવિ લખે છે કે, 'કશું રહસ્ય જ્યું ન હું?'

## પર્ણ

માનવશરીરનું 'પર્ણ'માં સ્થૂલરુપે આરોપણ કર્યું છે. ત્હેનુ અસ્તિત્વ અને તેથીયે વિચિત્ર ત્હેની રચના અને ક્રિયાઓનું વર્ણન પ્રસ્તુત કાવ્યમાં, સમાનરૂપે કરવાનો યત્ન છે.

**૫-૧૦**

**વેલી** – જગત્-સંસારને અનુલક્ષીને.

**અનેક જાતિ** – એમા વયનો ક્રમ અને જાતિનું સૂચન છે.

**સુખદાનવપલ્લવો** – નિર્દોષ બાલકો જે હૃદયને આનન્દ આપે છે. 'વેલી'ને વધુ શોભિત બનાવનાર પણ એ જ દ્રવ્યો

**રાતું હતું ... ... પરિવર્તનો છે** – બાલપણમાંથી યુવા અને વૃદ્ધાવસ્થામા થતાં પરિવર્તનનું અહિં સૂચન છે. કવિ આ પ્રતિપલ થતા ફેરફારો જોઇ પૂછે છે કે, આ પરિવર્તનો અહિં જ અટકે છે કે હજી

કઈ બીજું રૂપ ધરવાનું બાકી રહ્યુ છે? અહિં રાતુ હતુ, લીલું બન્યું, પીળું થયું તથા તુટી પડયું ઇત્યાદિ અનેક ક્રિયાઓનું 'પર્ણ'માં યથાક્રમે વર્ણન કર્યુ છે તેથી કારકદીપકાલઙ્કાર થાય છે.

**તુટી પડયું** – અહિં વ્યંગાર્થે સ્થૂલશરીરનો નાશ કિંવા મૃત્યુનો ઉલ્લેખ છે.

**નવ તે જશે ... ... રહ્યું'તું** – એ પીળું થઇ પડી ગયેલું પાંદડું શું કોઇપણ દીવસ તે ડાળીએ ફરી ન લટકશે? અહિં 'પ્રથમ જે ડાળીએ તે લટકયું હતુ' તે જ ડાળીએ ફરી પાછું તે લટકશે નહિ એમ કહેવામા પુનર્જન્મ માનવાવાળા એક પક્ષનો નિષેધ કર્યો છે. આ પક્ષ એવુ માને છે કે, અપૂર્ણ રહેલાં આ સંસારના કાર્યો પુરા કરવાને જીવ ફરી જન્મ લે છે, અને જ્યાંથી એવા કાર્યો અપૂર્ણ રહ્યં હોય ત્યાંથી તે કાર્યોને ઉત્તરોત્તર પૂર્ણ કરે છે આ સિવાય એવોપણ ધ્વનિ છે કે, માનવજીવનમાં યા અન્યકોઇપણ કોટિમાં જે સ્થિતિ એક વખત પ્રાપ્ત થઈ છે. તે અને તેની જ સ્થિતિ, તે પાંદડામાટે જેમ તે જ ડાળીએ પાછું જવું કેવલ અસમ્ભવિત છે, તેટલી જ અસમ્ભવિત છે.

૧૧-૧૪

**ઉંચે રહી ... ... વિશ્વકેરો** – માનવજીવનને કવિ વિશ્વના

વિજયરૂપ ચિહ્ન માને છે. જગતના સર્વ દ્રવ્યો (પશુ, પક્ષી આદિ)મા માનવજીવન અને માનવશરીર સર્વદૃષ્ટિએ શ્રેષ્ઠ સ્થાન ભોગવે છે એ તો નિર્વિવાદ.

૧૫-૧૬

જાણ્યું ... ... **નિયમો છે** – એ કોણ જાણે છે કે આ નજીવું જણાતુ એક પાંદડું અને તેની રચના, જેટલું આ વિશ્વ ગુઢ છે તેટલુ જ ગુઢ અને અગમ્ય છે; તેમ જ જે નિયમોથી આ અખિલ બ્રહ્માંડ અનાદિથી હજીસુધી ચાલી રહ્યું છે તે જ બધા નિયમો એમાં પણ પ્રત્યક્ષ છે. જે દિવસે એ પાંદડાંના રાતું બનવામાં, લીલું થવામાં, પીળું થવામા તેમ જ તુટી પડવામાં રહેલા ગુઢ રહસ્યને કોઇ મહાન વિભુતિ ઉકેલી શકશે તે જ દિવસે આ વિશ્વનો ભેદ અને એને નિયમમાં રાખનાર સુક્ષ્મ નિયમોનો ભેદ્ય આપોઆપ ઉકેલાશે.

## પ્રભાકીટ

આ કાવ્યનો કેટલોક ભાગ 'સંગીતધ્વનિ, પ્રથમધ્વનિ'માં આવી ગયો છે. અહિં 'પ્રભાકીટ'ની અન્યોક્તિથી તત્વજ્ઞાનના મહાસૂત્ર (**तत्वमसि**)ને સ્પષ્ટ કરવાનો યત્ન છે.

टीका

१-४

**मृदुमृदु** – ઝાંખી; ખણ્ડિત. વ્યંગાર્થમાં–આત્મસ્વરૂપની પ્રત્યક્ષ જ્યોતિ નહિ પણ અન્યમાં છાયારૂપે વિવિધરીતે જણાતી, અને તેથી જ મૂલ સ્વરૂપ જેવી પ્રભાવયુક્ત નહિ પણ ખણ્ડિત.

**તેજની** – બ્રહ્મ:જ્યોતિની. **અંશું**-કિરણો; તણખા.

**વેરતો** – એનો કર્તા 'એ' એમ ચતુર્થપંક્તિઉપરથી જણાય છે પણ તે 'એ' કોણ? તે જણાયું નથી. 'પ્રભાકીટ' ન મૂકતાં તેના ગુણનું વર્ણન સર્વનામથી કર્યું છે. શ્લોક ૩માં ૧૬મી પંક્તિમાં 'પ્રભાકીટ' મૂકી ભેદ ખુલ્લો કર્યો છે. '**વેરતો**' એનો ગૂઢ સૂચિતભાવ વ્યંગાર્થમાં 'અન્યદ્રવ્યોમાંથી પ્રકાશતો' એવો છે. આગીઆમાટે પંક્તિઓ ઉત્પ્રેક્ષા છે. સ્વભાવોક્તિ પોષક છે.

**ક્ષણિક સ્થિતિ ... ... ઉડે** – કોઈ જગ્યાએ સ્થિર થઇ બેસે નહિ, પણ આન્તરગતિનો ગુણ હોવાથી ગતિમાન. જગતના દ્રવ્યોના ઉપભોગથી અસંતુષ્ટ હોવાથી અન્ય પૂર્ણઆનન્દમય દ્રવ્યને તે શોધતો હોવાનો ધ્વનિ છે.

**હજીય** – આગીઆને પોતાનો પ્રકાશ છે પણ તેથી સંતુષ્ટ ન થતાં 'નિજ પ્રભા મૂકી' તે કોઇક અન્ય પ્રકાશને 'જગે શોધતો' ફરે છે

એવી કલ્પના. અંગમાં જીવ-શુદ્ધરૂપે પોતે બ્રહ્મરૂપ છે છતાં ત્હેનુ ત્હેને જ્ઞાન નથી અને તે જ કારણે તે અસંતુષ્ટ છે. આના પરિણામે કોઇ અનન્તજ્યોતિની, પોતાનું કેન્દ્ર ભૂલી, તે શોધ કરે છે. એમાં ઉભયનુ અજ્ઞાન સમાનઅંશે ગર્ભિત છે.

## ૫-૧૨

**કદિ ન ... દિવ્ય તે** – આ વિચિત્ર શોધના કારણરૂપ ઉપરજણાવ્યું તેમ પોતે જ બ્રહ્મ છે એનું અજ્ઞાન. અથવા તો એવું ન બન્યું હોય કે, પોતામાં રહેલી જ્યોતિ (આત્મા) અતિ સામાન્ય હોય જે અન્યજ્યોતિ (બ્રહ્મ)ની તે શોધ કરે છે 'તે મહાન, વિશેષ શુદ્ધ, અપાર્ણ, ભિન્ન, શાન્ત અને દિવ્ય છે' એમ ત્હેનું માનવું હોય.

મૂલકાવ્યમાં આ ભાવ જોઇએ તેટલો સ્પષ્ટ નથી, પણ ટીકાથી તે સ્હમજી શકાશે એવી આશા છે.

**અને પુરૂષાર્થે ... ... કદિ જડે** – અને આવી જ માન્યતામાં તે પોતાનું મૂલરૂપ ભૂલી અન્યરૂપને જગતમાં અનેક પુરુષાર્થો કરી શોધવાનો પ્રયત્ન કરે છે. કવિ ત્હેની અશક્યતાનું વર્ણન કરે છે કે, જે પોતાને ભૂલી જઇ પોતાને જ શોધવા જગતમાં ભટકે છે ત્હેને તે કેમ પ્રાપ્ત થશે!

**ન એમ......કીટનું** – અને જો તે આવી જ ઉંધી ભ્રમણામાં રહેશે

નો તે બીચારાનું શું **થશે**? અહિં કેટલાક ધર્મજિજ્ઞાસુઓ કે જેઓ ઉપર વર્ણવેલી સ્થિતિના ભોગ થઇ પડયા હોય છે તેઓની ઉત્પેક્ષા કરી છે; અને તેસાથે તેઓના આવા પ્રયત્નની અફલતા પણ દર્શાવી છે. 'એ બીચારા આગીઆનું શું થશે?' એમ કહેવામાં કવિએ આવી વસ્તુસ્થિતિમાં મૂકાયેલા આત્માઓપ્રતિ સ્વભાવપ્રેરિત દયા જતાવવાનો વિવેક કર્યો છે.

**૧૩-૧૬**

**નહિં** - આવી અજ્ઞાનમય સ્થિતિમાં તે ભટકે છે ત્યારે.

**વિદ્યુત** - વીજળી: દિવ્યજ્યોતિ.

**શું** - અનેક ભાવયુકત.

**ક્ષિતિજમાં** - વ્યંગાર્થમાં-પુર્વે જેમ 'મૃત્યુ' એનો અર્થ કર્યો હતો તેમ અહિં નહિ, પણ આત્મા અને પરબ્રહ્મના મિલનસમયે; ક્ષણિક આત્મસાક્ષાત્કારની સ્થિતિમા.

**મીંચાઇ ... ... જતાં હતાં** - અહિં આત્મસાક્ષાત્કારનો ક્રમ સ્થલઅનુભવથી પર હોવાનો ધ્વનિ છે.

**ક્રમે** - વખત જતા, ઉત્તરોત્તર.

**અન્તરચક્ષુ દિવ્ય** - પ્રેરિતજ્ઞાન કે જેને સ્થૂલ ધર્મશાસ્ત્રોના શિક્ષણસાથે કશો સમ્બન્ધ નથી.

**વિમોહ અન્યનો** – આ 'અન્યનો વિમોહ' પ્રત્યેક જીવમાં થોડેઘણે અંશે હોય છે જ. પોતાની પાસે જે કંઇ હોય ત્હેનાથી બીજાની પાસે જે કંઇ છે તે વિશેષ અને ઉચ્ચતમ છે એવી મનોવૃત્તિ કંઇ અમુક એક જ વ્યકિતમાટે સત્ય છે એવું નથી પણ તે પ્રત્યેક જીવમાટે સમાન છે. પશુ, પક્ષી અને મનુષ્યાદિ સમાજમાં જે કંઇ પણ ઉદ્વેગ, અસંતોષ અને ચાતુર્વિગ્રહ નિત્ય જોવામા આવે છે ત્હેના કારણરૂપ આ 'અન્યોન્ય વિમોહ.'

17-18

**અને કંઇ બોધ થયો ગણી** – 'ક્ષિતિજમાં' વિજળીના ચમકારાથી આગીઆને કંઇક બોધ થયો એમ માની લીધું છે વ્યંગાર્થમાં આત્મસાક્ષાત્કારની ઝાંખી થતાં જ્ઞાન ઉત્પન્ન થયું અને તેથી

**સ્વભૂલની** – પોતાના આવા અજ્ઞાનનેમાટે વિજળીના પ્રકાશમા આગીઓ પોતાનું સ્વરૂપ જોઇ શકે છે અને તે વખતે ત્હેને ભાન થયું કે, જે પ્રકાશને તે શોધતો હતો તેવો જ શુદ્ધ અને દિવ્ય પ્રકાશ પોતાનામા પણ છે. આથી ત્હેને પોતાની ભૂલ માલમ પડતા તે 'લજ્જા' પામ્યો. વ્યંગાર્થમાં-જીવને આત્મરૂપે ઐકયનુ જ્ઞાન થયું, એટલે પોતે જ બ્રહ્મરૂપ છે અને જેને તે શોધે છે તે પોતાનામાં જ છે એવું જાણતા અત્યાર સુધીનાં પોતાના આવાં અજ્ઞાનનેમાટે ત્હેને સ્વાભાવિક શોચ થાય છે.

# કોકિલ

માનવજીવનમાં જે કોઇપણ ભાવના વિશેષ પ્રબલ, આકર્ષક અને ઉંડી હોય તો તે પ્રેમ-રતિ છે. એના ઉત્પાદકરૂપ કોયલનો મધુર ટહુકો છે.

૧-૮

**વૃક્ષડાળે** – સંસારના અનેક વિષયો, ભાવનાઓ અને વ્યવહારના ક્રિયાકાર્યોમાં.

**છુપી** – પ્રેમ-રતિની ભાવના પ્રત્યક્ષ નહિ પણ પરોક્ષરૂપે સ્ફુરે છે, જેવો કોયલનો ટહૂકાર.

**કોણ** – જ્યારે ન્હાનાં બાલક કે બાલિકામાં આ ભાવના પ્રથમ સ્ફુરે છે ત્યારે તે બીજી અન્યભાવનાઓસાથે એટલી બધી મિશ્ર હોય છે કે તેસમયે એ ભાવના સત્યરૂપે શુ છે એ કહી શકાતું નથી.

**જો કે ... ... સાંભળ્યા મ્હેં** – જગતના વિધવિધ સુખાનુભવ ( રૂપ, રસ, ગન્ધાદિથી પ્રાપ્ત )માં તેમ જ ક્ષણેક્ષણે ઉઠતી ચિત્તવૃત્તિ ( Mental modifications )ઓમાં જો કોઇપણ એક વૃત્તિ અતિશય પ્રબલ અને આનન્દદાયી હોય તો તે પ્રેમ છે. જગતના બીજાંસુખોથી આ પ્રેમનુ સુખ કંઇક વિશેષ અને જૂદું જ લાગ્યા કરે છે. સકલ જનકલહઘોંઘાટમાં આ એક જ સ્વર કંઇક દિવ્યતાનું ભાન કરાવે છે; અને જ્યારે એ

પ્રેમવૃત્તિ યથાર્થ રૂપમાં પ્રકાશે છે ત્યારે આપણને એમ જ લાગે છે કે આનાજેવો આનન્દદાયી અનુભવ પૂર્વે કદિપણ થયો નથી એ નિ:સંદેહ

હા! એ ... ... ચિત્ત થાતું – આ વૃત્તિ બીજી બધી શોક, ક્રોધાદિ વૃત્તિઓ જેટલી ચંચળ નથી કે જેથી વખત જતાં તે શમી જાય. અને તેથી જ જો ખરૂં ચૈતન્ય કોઈપણ વખતે યથાર્થ અનુભવાતું હોય તો તે જ્યારે આ વૃત્તિ જાગે છે ત્યારે જ. વળી જે જે ભાવનાઓ કદિ પણ ન અનુભવાયલી હોય તે તે ભાવનાઓ આ પ્રેમની વૃત્તિ જાગૃત થયે અનુભવવામાં આવે છે.

જાણ્યું ન ... ... રસિક લાગે – પ્રેમ-રતિના ઉત્સાહ, મુગ્ધત્વ અને વભ્રમનું આ પરિણામ છે વિશ્વામિત્રજેવા તપસ્વી અને ત્યાગીનેય મેનકા હિતનાં 'જગત્ રસિક લાગ્યું હતું'. આ ભાવનાને વધુ ઉત્તમરીતે સમજવાને કવિનું 'ઉન્મેષ, સ્નેહસાયુજ્ય'નું કાવ્ય 'સંગીતધ્વનિ'માં વાંચવું.

૯-૧૨

શું એ ... ... વિકાર જાગે – આગળ જતાં કવિને એવો સંશય થાય છે કે (૧) આ વૃત્તિ કોઈક પ્રકારનાં આંદોલનો યા આવરણોને અધીન તો નથી અથવા (૨) મૃદુતા જેમ ચિત્તનો એક વિકાર છે તેમ આ પ્રેમ એ પણ એક પ્રકારનો 'ચિત્તનો કોઇ નવીન વિકાર' તો ન હોય?

**વા દૂતિ ... ... મ્હારી** – અગર તો એ ભાવના સ્થૂલમોહ-મદનના પરિણામરૂપે ન હોય? આ બે વૃત્તિઓનો પરસ્પર સમ્બન્ધ એટલો બધો નિકટ છે કે એમાં પહેલી વૃત્તિ બીજીથી ઉત્પન્ન થઈ કે બીજી પહેલીથી ઉત્પન્ન થઇ તે ઘણી વખત કહી શકાતું નથી.

**૧૩-૧૬**

**એ ઉડી ... ... મોર ભરેલી ડાળે** – પ્રેમનો જેમજેમ આપણને વધુવધુ અનુભવ થતો જાય છે તેમતેમ હેને આપણે જગતનાં અનેક સૌન્દર્યપૂર્ણ દ્રશ્યોમા જોતાં શીખીએ છીએ; અને આવખતે તે વૃત્તિ છુપી હોતી નથી પણ પ્રત્યક્ષ હોય છે.

**આમ્રવૃક્ષ** – એમાં સૃષ્ટિનાં અનુત્તમ સૌન્દર્યનું આરોપણ છે.

**શોભિત તેથી લાગે** – આ જગતનું સૌન્દર્ય પ્રેમના સમ્મિશ્રણથી વિશેષ આકર્ષક બને છે.

**ના જોડ ... ... બંને** – સંસાર પ્રેમથી વિંટાયેલો છે: જગતને 'લીલા' કહેવાનો આ હેતુ હોય.

**૧૭-૨૧**

**છે શ્યામ ... ... ખોલવાને** – આત્યંતિક પ્રેમમાં જાતિ, રૂપ,

ગુણાદિ ભૂલી જવાય છે; અને પાત્ર અપાત્ર જેવું કશું હોતું નથી. ત્યાં તો પ્રેમનો ઝરો જે એક વખત વહ્યો તે વહ્યો જ. 'તે કોનાતરફ વહે છે?' એવો સવાલ પ્રેમીને કોઇ દીવસ ઉઠતો જ નથી. પરાશરમાટે માછીની છોકરી કે શિવમાટે ભીલડીતરફ ઢળેલો પ્રેમ કંઇ જાતિ, ગુણના બન્ધનથી ડગ્યો ન હતો.

અહિં પરસ્પર અનુરૂપ નહિ એવા પદાર્થોનો સમ્બન્ધ વર્ણવવામાં આવ્યો હોવાથી વિષમાલઙ્કાર થાય છે.

ને એવું ... ... ગુંથેલું – આ દૃષ્ટાંતોથી એવું માનવાને કારણ મળે છે કે, પ્રેમીહૃદયો 'શ્યામમાં કંઇક ઉજ્જવલના રહી છે અને સૃષ્ટિ વિષે બધી વિષમતા જ ગુંથેલી છે' એ અનાદિભેદ પામી ગયા હોવા જોઇએ.

## હરિણ

સ્થૂલસૂક્ષ્માદિ ઇન્દ્રિયજન્ય વિષયોપ્રતિનાં ચિત્તનાં આકર્ષણ, પ્રવૃત્તિ અને ધ્વસનું આ કાવ્યમાં વ્યંગરૂપે સૂચન છે. પ્રથમ ઉત્સાહ, પછી સમ્મોહ અને અન્તે નૈરાશ્ય એ ઇન્દ્રિયજન્યસુખના સ્વભાવસિદ્ધ અનુભવનું 'હરિણ'ની ઉક્તિથી ઉત્તરોત્તર પોષણ કર્યું છે. કાવ્યઅંગે પ્રથમ શાન્ત અને પછી કરૂણરસને પ્રાધાન્ય આપ્યું છે.

૧–૮

**વેગે** – મનુષ્યના ઇન્દ્રિયજન્ય વિષયોપ્રતિના આકર્ષણ અને ઉત્સાહને અનુલક્ષીને.

**રવ** – નાદ; અવાજ.

**ઝાંખો** – વિષયોના સંપૂર્ણ ઉપભોગથે નહિ પણ કેવલ હેની સ્મૃતિ-સ્પર્શ જ હેનાપ્રતિ ચિત્તને આકર્ષે છે એવો ધ્વનિ.

દ્વીતિયપંક્તિ પાઠાન્તરે 'હરિણની રસેન્દ્રિયને' એમ વાચવાથી વિશેષ સ્પષ્ટ થશે.

**જાણે ના ... ... ઉચ્ચ હેમાં** – સ્થૂલ કે સૂક્ષ્મ વિષયોમાંની પ્રવૃત્તિસમયે ચિત્ત એમ વિવેક નથી કરી શકતું કે એવી ક્ષુદ્રલાલસાની સંતુષ્ટિથી જીવનનો કયો ઉદ્દેશ સાધ્ય થાય છે! 'ઉચ્ચ' એ ઇન્દ્રિયજન્ય સુખ એ જ કેવલ જીવનનો અન્તિમ ઉદ્દેશ છે એમ નથી એ સૂચવવાને; નહિ તો આવી પ્રવૃત્તિમાથી આનન્દ નહિ તો ક્ષણિક સુખ તો મળે છે જ.

**લોભાયું ... ... દેખતું ના** – વિષયમાં પ્રવૃત્તિ કે મોહથી અન્ધ બનેલુ હૃદય એકદેશીય થવાના કારણે વિવેકશૂન્ય બને છે એમ ધ્વનિ.

**ઘેલું** – આવી ચેષ્ટાના ફલરૂપે અન્તે મૃત્યુ જ પ્રાપ્ત થાય છે એ

ભેદથી અજ્ઞાન. કંઈક ઉત્સાહપૂર્ણ પણ નિર્દોષ એવો ભાવ ઉત્પન્ન કરવાના આશયથી ઉક્ત શબ્દપ્રયોગ સ્વીકાર્યો છે.

'રસમય બની' અને 'લીન થૈ' એ શબ્દો ચિત્તની વિષયમાં તદ્રુપતાના સૂચનરૂપે સહેતુક છે.

**ચાહ્યો વેગે ... ... જરાયે** – આવી ઓતપ્રોતસ્થિતિમાં ઘણો કાલ વહી જાય તોયે તે થોડો જ લાગે છે.

**ના આવે ... ... સુખનો વા** – કેવલ સુખની ક્ષણો જ પાછી આવતી નથી એવું નથી, પણ દુઃખના દીવસોયે પાછા નથી આવતા. જીવનની સુખ કે દુ:ખની પલવિપલો જે વહી જાય છે તે પાછી નથી આવતી એમ સૂચન

**સમ્ભારે ... ... માનવી ના** – જે ચીજની પુનઃપ્રાપ્તિ અસમ્ભવિત છે તેનો શોચ કેવલ વ્યર્થ જ.

૯–૧૨

**નાદના લોભથી** – વિષયોની લાલસા અને તેથી પ્રાપ્ત ક્ષણિકસુખાનુભવને ઉદ્દેશીને.

'શંકે' માં 'કે' ને લઘુ ગણવાનો ત્રાસ પડતો હોય તો પાઠાન્તરે 'કહી' પ્રથમ અને 'શંકે' પછીથી વાંચવું.

ટીકા

**એવે** – જ્યારે કોઇ જીવ વિષયસુખમાં સંપૂર્ણ લીન થયો હોય છે ત્યારે જ, અને એટલું જ નહિ પણ જ્યારે તે મૃદજીવને મૃત્યુની લેશપણ આશંકા નથી હોતી તે જ વખતે.

**દ્વેષી** – જેનાથી બીજાને સુખી જોઇ શકાતું નથી એવો. સુખીજીવનનો દ્વેષ જો કોઇને વધુ હોય તો તે **યમરાજને** છે એ સત્યનો અનુભવ તો જે બીચાગને થયો હોય તે જ જાણે.

**ગુપ્ત** – અણચિન્ત્યું; મર્મભેદી.

૧૩–૨૦

**ડોળાતાં** – એ શબ્દને બેરીતે વાંચી શકાશે:–(૧) 'ચંચળનારીનાં જેવાં ડોળાતાં' અને (૨) 'ડોળાતાં દીનલોચન'. આમાં જે ભાવ વાચકને વિશેષ હૃદયગ્રાહ્ય લાગે તે સ્વીકારવો.

**જૂવે પારધી ... ... નિર્દોષથી** – બાણથી વિંધાયેલું તે હરિણ (ત્હેનીઉપર નીચા વળેલા અને કંઇક સંતોષથી જોતા) પારધીને અને વિશ્વને બે પરસ્પર વિરૂદ્ધ એવા (દ્વેષ અને પ્રેમના) ભાવોથી જૂવે છે. કવિ કહે છે તેમ એ ભાવો 'નિર્દોષ' છે. 'પારધીને' આપ્રમાણે પોતાનો નાશ કરવામાટે 'દ્વેષ'થી જોવામાં અને 'વિશ્વને' ત્હેમાં અનુભવેલા અને

રહેલા અનેક સુખો અને સ્મરણોને લઇને 'રાગ'થી જોવામાં હરિણની તે સમયની સ્વભાવસ્ફુરિત મનોવૃત્તિ દર્શાવી છે.

અહિં 'પારધીને દ્વેષથી' જોવામાં અને 'વિશ્વને રાગથી' જોવામાં, હરિણ ઉભયને હાની કે ફાયદો કરી શકવાની સ્થિતિ ધરાવતું ન હોવાથી ત્હેની આ ચેષ્ટાને સહેતુક 'નિર્દોષ' કહી છે. અહિં શબ્દવ્યવસ્થા સાભિપ્રાય હોવાથી પરિકરાંકુરાલઙ્કાર થાય છે.

**મહાયત્ને** – અનેક દુ:ખો અને પુરૂષાર્થથી પ્રાપ્ત.

**દિન-સ્વપ્નમાં** – સ્વપ્નાવસ્થામાં ગુંથેલી આશાઓ જેટલી જ આ સ્થૂલજીવનની આશાઓ પણ નિષ્ફલ. દીવસો સ્વપ્નવત્ હોવાના સત્યનો અનુભવ તો મૃત્યુના મુખમાં હોય તે જીવને જ યથાર્થ થાય છે.

**જોવે ... ... મૂકહાર્દ** – ચિત્ત એવું હઠીલું છે કે, અન્તિમ નિરાશામાંયે ત્હેને આશાનું કિરણ જણાય છે, પણ મૃત્યુનું આગમન એક જ એવી સ્થિતિ છે કે જ્યાં નિરાશાને આપણે નજરોનજર (દશ્યે) જોઇ શકીએ છીએ. જીંદગીભરની સંચિતઆશાઓને 'છિન્ન થતી દૃશ્યે જોવાનું' દુર્ભાગ્ય મૃત્યુના મુખમાં પડેલા જીવને આ કેવલ એક જ વખત પ્રાપ્ત થાય છે.

ટીકા

**સ્મૃતિશ્રેણી આયુની** – બચપણથી તે અત્યારસુધીની જૂની સંભારણાની પરંપરા.

**સ્મરી** – પુનઃ પુનઃ યાદ કરી.

**સમ્મોહ** – એ 'આયુની સ્મૃતિશ્રેણી'ને માટે.

**નૈરાશ્ય** – એ 'વિશ્વની લીલા'ને માટે. નિરાશા એટલામાટે કે એ વિશ્વની લીલા ફરીથી કદિ પોતાને જોવાની મળવાની નથી એવું અહિં ભાન થાય છે તેથી.

**રંક લોચનો** – ઘાયલ થયું ત્યારે લોચનો 'દિન' તો હતાં જ, પણ હવે વિહ્વલતા, સમ્મોહ અને નૈરાશ્યથી વિશેષ દિન બનેલાં.

**અન્તિમ ... ... વિશ્વની** – મૃત્યુ પૂર્વેનાંના છેવટના કેવલ એક દૃષ્ટિપાતસાથે, જ્યાંસુધી નજર પહોંચે ત્યાંસુધી ત્હેને લંબાવી, તે અતિદિન અને અશ્રુપૂર્ણ લોચનો આ સંસારની હંમેશને માટેની વિદાય લેતાં સદાના બંધ થાય છે.

**જીવનશેષ નિશાન્તે** – જીવનની આ છેલ્લી રાત્રિના અન્તે.

**શોક–આકુલ શાન્તિથી** – આ ત્રણે વૃત્તિઓ મરતી વખતે સાહજિક ઉત્પન્ન થાય છે જ. પ્રથમ નિરાશાથી શોક, પછી ઉદ્વેગ અને

વેદનાથી, આકુલતા અને છેવટે લય પામવામાં આત્માની શાન્તિનું સૂચન છે. 'શોક' અને 'આકુલ'તાની વૃત્તિઓ મિશ્ર હોવાથી અહિં ઉભયની સંધિ સ્વીકારી છે.

૨૧–૨૨

ક્રૂરકર – 'નિત્યે કુમળાં હૃદયોને વિંધે છે' તેથી 'ક્રૂર' કહ્યો છે.

મહાપારધી – પોતાનું એકવખતછોડેલું બાણ કોઈપણ વખત નિષ્ફલ નિવડયું ન હોવાથી 'મહા'.

અહિં 'ક્રૂર' અને 'મહા' એ વિશેષણો ત્હેના વિશેષ્ય 'કર' અને 'પારધી'ને માટે ત્હેનાથી ફલિતક્રિયાને અઙ્ગે સાભિપ્રાય હોવાથી પરિકરાલઙ્કાર થાય છે.

## બુદ્બુદ

જીવમાત્રના સ્થૂલઅસ્તિત્વનું 'બુદ્બુદ'માં આરોપણ છે. કાવ્યઅઙ્ગે કવિની કેટલીક 'કલ્પનાને સ્પષ્ટ કરી છે. આખાં કાવ્યમાં આ જીંદગી (પરપોટાની જેમ) ક્ષણભંગુર છે એ અનાદિ સત્યને પોષણ આપ્યું છે.

ટીકા

૧-૭

**વારિપટ** - દૃશ્યરૂપે; સંસારમાં; સ્થૂલરૂપે.

**સ્થિતિમાં** - અસ્તિત્વમાં.

**નયનચિત્ર** - ખુલ્લીરીતે જોવામાં આવે એવી આકૃતિ.

**તોયે તે ... ... વારિપટે** - જો કે સ્થૂલજગતમાં તે દ્રવ્ય (તત્વસમૂહ)એ હજી આકૃતિ (નામ, રૂપાદિ) ધારણ કરી નથી તોયે તે અગોચર જગતમાં 'ગભિર' (સત્વસ્થિતિમાં), 'ગોપન' (અદૃશ્યરૂપે) અને 'શુદ્ધરૂપે' (સંસર્ગ દોષથી વિમુખ) પોતાનું અસ્તિત્વ ધરાવે છે

પ્રથમ 'વારિપટે' કહેવામાં દૃશ્યસંસારનું અને પછી 'વારિઉરે' કહેવામાં બ્રહ્મમયકોષનું સૂચન છે.

**વિમલ રાસ ... ... શું ભરેલું** - આવું કુતૂહલ વ્યક્તિપરત્વે સ્વાભાવિક છે. કોઇક માણસ અમુક અજાણી જગ્યા જોઇને આવે ત્યારે ત્હેને આપણે અનેકપ્રશ્નોથી વધાવી લઇએ છીએ. "ત્યાં શું શુ જાણવાજેવું છે? ત્યાં ત્હમે નવું શું જોયું?" ઇત્યાદિ પ્રશ્નો, હજીસૂધી અજન્મ એવાજીવનેમાટે, સ્થૂલજગતનો અનુભવ લઇ મરણ પામેલા જીવોને ઉદ્દેશી, પૂછવાની ચેષ્ટા અતિશય સાહજિક છે.

'વિમલ રાસ કદિ રમન્તો' એમ કહેવામાં કવિ એવી કલ્પના જાગૃત કરે છે કે અજન્મજીવો ત્હેમની આ અવ્યક્ત સ્થિતિમાંયે, સ્થૂલનહિ એવી કોઇક અન્યસ્થિતિમાં, કુદરતના નિયમોને અનુસરી, અમુક પરિવર્તનો તો પામતાં હશે જ. એ 'રાસ' આપણી દૃષ્ટિએ તો 'વિમલ' જ.

૮-૧૧

**તહિં** – આવી પ્રશ્નાવલિની ઘટમાલાસાથે કંઇ તર્કવિતર્ક ચાલે છે ત્યારે.

**સમીરની લહરી** – આ 'સમીરની લહરી'નો કોયડો હજીસૂધી કોઇથી ઉકેલાયો નથી. ગર્ભમાં ચૈતન્ય મૂકનાર કોણ?

**ને જોયું ત્યાં જગત્** – બધાં જરૂરી તત્વો હતાં તો ત્યાંના ત્યાં જ, પણ આ જગત્‌ને પ્રત્યક્ષ જોવાનું 'સમીરની લહરી'થી શકય બન્યું.

**ચિત્રવિચિત્રરંગું ... ... કદાપિ** – આ બધાં 'જગત્'નાં વિશેષણો. 'જોયેલું ના નયન નિજથકી કદાપિ' એમ કહેવાનો હેતુ એ છે કે, 'અધિકાસમન્તાં સ્વજનો'થી આ સંસારનું કૌતુક સાંભળવાનું પૂર્વેયે મળ્યું હશે, પણ ત્હેને પોતાની આંખોથી તો આ પૂહેલાં કદિ જોયેલું નહિ જ.

૧૨-૧૯

**જોયું ... ... મોહે** – પોતાનાજેવી બીજી આકૃતિઓ (દેહધારી જીવો)

પણ ત્યાં જોવાની મળી અને સાથેસાથે સંસારને પે મોહથી અનુભવ લીધો.

**ને 'ચિર હું' ... ... જલપટે** – આ બધું થતાં અને કરતાં લગભગ પચાસસાઠ વર્ષ થઇ ગયાં હશે એટલે પરપોટાને સહજ એવી શ્રદ્ધા ઉત્પન્ન થઇ કે, 'હું અમર છું અને મ્હારૂં આ અસ્તિત્વયે તેટલું જ અમર હશે.'* અને આવી જ કંઇક માન્યતાસાથે તે જગતનો અનુભવ કરવા લાગ્યો.

**ના, ના અને** – આ બધું માનવામાં કેમ આવે? જે ચીજને સાઠસાઠ વરસસૂધી આપણે દરરોજ જોઇએ છીએ તે ચીજ કેવલ એક ક્ષણની અંદર જ હતી ન હતી થઇ જાય છે ત્યારે એ વસ્તુ ખરેખર નાશ પામી જ છે એ માનવું આપણને કેટલું ભારે અને વધુ પડતું લાગે છે

**ને વારિની ... ... ગયો, હા!** – અહિં 'વારિની' જગ્યાએ "'વાયુની' વાંચશો તો ભાવના વિશેષ સ્પષ્ટ લાગશે. જ્યારે પરપોટો પ્રથમ થયો ત્યારે તે 'સમીરની નવીન લહરી'થી થયો, અને હવે નાશ પામ્યો ત્યા

---

* જ્યારે દ્રવ્યલોભી, સત્તાલોભી કે અન્ય જીવોની પ્રવૃત્તિઓને આપ જોઇએ છીએ ત્યારે આપણને એવું માનવાને કારણ મળે છે કે, તેઓ એમ ધારતા હોવા જોઇએ કે આ જગતની ત્હેમની મુસાફરી કાયમની જ રહેવા

તે તે જ 'વાયુની નવીન ઊર્મિથકી' નાશ પામ્યો. કવિ અહિં એવો ધ્વનિ ઉત્પન્ન કરવા માગે છે કે, જે કંઇક ક્રિયા, તત્વ કે વિકારના પરિણામે જડપદાર્થમાં ચૈતન્ય ઉત્પન્ન થાય છે તે જ ક્રિયા, તત્વ કે વિકારના પરિણામે એ નાશ પણ પામે છે.

અહિં 'વાયુની નવીન ઊર્મિ' એવી એક જ વસ્તુથી 'બુદ્દબુદ'ની ઉત્પત્તિ અને નાશ અનુક્રમે વર્ણવ્યો હોવાથી વ્યાઘાતાલઙ્કાર થાય છે.

૨૦-૨૧

**નિમેષ** – અનન્તકાલની સાથે સરખાવતાં આપણાં કહેવાતાં સાહવર્ષો એક આંખના પલકારા જેટલા વખતનું પણ ભાગ્યે જ ભાન કરાવી શકે. આત્માની તો એ 'નિમેષ' જ.

**ગણું ... ... બધી શમી** – અહિં જન્મ, મરણ, બાલ, યુવા અને વૃદ્ધાવસ્થાદિની ત્વરિત ગતિનું સૂચન છે. તે એટલું બધું ત્વરિત કે તે થાય છે, થયું છે વિગેરે જાણવા જેટલો સમય પણ આપણને મલતો નથી.

**લઉં ... ... શું** – અને એથી જ આપણને સંશય પડે છે કે, એ સ્થિતિ શું વાસ્તવિક હતી જ કે કેવલ સ્વપ્નવત્ ભ્રાન્તિ જ ન હોય.

## મધુકર

આ કાવ્ય 'કમલ'ના ઉત્તરાર્ધરૂપે અહિં યોજ્યુ છે જેમાં પુરૂષને દક્ષનાયક (મધુકર) કલ્પ્યો છે. જો કે કાવ્યઅંકુ તો સ્ત્રીપુરૂષ ઉભયની દક્ષતા (Non-passivity) સમાનરૂપે વર્ણવી છે. આવા સ્વેચ્છાચારી સ્ત્રીપુરૂષોને પ્રાશ્ચાત્યદેશોમાં સ્રૈરિન્ (Flappers) * કહે છે.

**૧-૪**

**તોય ના તૃપ્ત દીસે** – આ અસંતોષ ત્હેમની પ્રથમ અનુભવ પછી વધતી જતી વિષયાસક્તિનું પરિણામ છે.

**સ્નેહે જૂઠો** – જો એનો પ્રેમ સાચો જ હોય તો પ્રથમનાયિકાને ત્યજી અન્યની શોધ કરવાનું ત્હેને પ્રયોજન ન રહે.

**પ્રણયરવ** – પ્રેમવચનો.

---

* આનો રૂઢ ગુજરાતી શબ્દ 'અકુકદકુડિયો' છે, જેનું ખાસ લક્ષણ એ કે તે બધી બાજુએ રહી જોઇતો લાભ કેવલ ઉપલકમાં જ મેલવી જાય છે; જેને કશી જોખમદારી નથી અને જે સૌમાં સરસ હોય તે જ લે છે.

**સ્નેહે વ્હેલી ... ... કુસુમકલી** – મુગ્ધાના ઉત્સાહ, નિર્દોષતા અને અજ્ઞાનતાનું સૂચન છે.

**એવીરીતે ... ... રૂહે** – નવી નવી કલીઓ શોધવાનો જે ત્હેનો દિવસનો વ્યવસાય તે જ ત્હેનો જીવનોયે ક્રમ. જીવન એ એક લાંબો દીવસ જ તો; બીજું શું !

**નવ ભ્રમર** – એક ભ્રમર તો ઉપભોગ કરી અસંતુષ્ટ થઇ ગયો; હવે બીજો આવ્યો જેને બધું નવેસરથી શરૂ કરવાનું.

**ને ... ... પૂર્ણહોંસે** – તે ભ્રમર જો વસ્તુ સ્થિતિથી જ્ઞાત હોય તો તે 'ભેટેલી કલી ઉપર પૂર્ણહોંસે' બેસે જ નહિ. પણ એ બેસે છે એ સ્પષ્ટ. સાંસારિકજીવનની આ વિચિત્રતા અને શંકાનો પડદો કોઇ દીવસ ખુલશે કે !

**સ્થૂલસ્નેહે** – કદાચિત્ માનસિકરીતે તે કેવલ એક જ નાયકને ચ્હાતી હોય એવો ધ્વનિ.

**માનશે લે ન સાચું** – દરેક નાયકને પોતાની નાયિકામાં અને દરેક નાયિકાને પોતાના નાયકમાં અડગ શ્રદ્ધા હોય છે; અને જે ગાડું અન્ધારે ગબડે છે તે એ શ્રદ્ધાને લીધે જ, નહિ તો એ અકુદરતી પ્રથાનો ક્યારનોયે અન્ત આવ્યો હોત.

ટીકા

**બન્ધાયો ... ... શકે ના** – એ બીચારા ભ્રમરમાટે અને મનુષ્યમાટેયે સમાન. અહિં એક પ્રસ્તુતાર્થમાંથી વિવક્ષિત એવા અન્ય પ્રસ્તુતાર્થનું દ્યોતન થતું હોવાથી પ્રસ્તુતાઙ્કુરાલઙ્કાર થાય છે.

આ બધું નગ્નસત્ય ગળે ઉતારવું દાંભિક મનુષ્યોને જરા આકરૂં લાગશે ખરૂં, પણ તેથી સત્ય અસત્ય થતું નથી. કવિએ તો પોતાના અવલોકનને જૂઠાવિનયથી ઢાંકવાનો જરાયે યત્ન કર્યો નથી.

**બન્ને સરખાં** – સ્ત્રી અને પુરૂષ ઉભયમાટે એ અનન્ય (?) શ્રદ્ધા અને સ્થિતિ એક સરખી છે. કોઈક કોઇક અપવાદો તો પ્રત્યેકમાં હોય જ જેને માટે આ આક્ષેપો સાચા નથી.

**ભૂલે ... ... તેથી** – આવા સ્થૂલમોહમાં શુદ્ધ, અદ્વૈત અને અપ્રતિમ પ્રેમનો અનુભવ કયાંથી થઇ શકે?

૨૭-૩૦

**ના વિસારે ... ... લેતો** – પોતાની જાલમાં જેટલાં ફસાય એટલાં પંખીડાંઓ તો તે ફસાવે છે જ; પછી ત્હેમાં કોઈક રૂકી જાય ત્હેમાં તેયે શું કરે?

**સાચો ... ... દીસતો** – હાસ્તો. શું બધું કુદરતી નથી?

નીતિયુક્ત ન હશે, પણ કુદરતી તો ખરૂં જ. આધુનિકસમાજપ્રતિનો કવિનો કટાક્ષ સ્પષ્ટ છે.

. **પાપીજેવો શુદ્ધહૃદયનો** – ત્હેનું હૃદય તો શુદ્ધ જ. પાપ હોય તો તે કુદરતમાં. અહિં 'પાપીજેવા'માં 'શુદ્ધહૃદય'નાં કથનથી વિરોધનો આભાસ થતો હોવાથી વિરોધાભાસાલઙ્કાર થાય છે.

**સત્યનીતિ** – આધુનિકસમાજઅર્થે એ 'સત્યનીતિ' નહિ તો શું?

31–34

આ શ્લોકમાં વાચ્યભાવના તો સ્પષ્ટ છે, પણ કવિ એથી કહેવા શું માગે છે તે સ્હમજાશે?

અહિં કથિત અને ઇચ્છિતભાવનાઓનો વિરોધ હોવાથી આક્ષેપાલઙ્કાર થાય છે.

## શબ

આ કાવ્યમાં નાયક–નાયિકાના મૃતદેહને ઉદ્દેશીને પ્રેરાયલા નાયિકા–નાયકના ઉદ્‌ગારો છે. કરૂણરસ પ્રાધાન્ય અને ભાવનાઓ સાત્વિક છે.

5–8

**સઘળું** – શ્રેષાર્થી. 'જગત્'ના વિશેષણરૂપે, અને 'જોતું'ના કર્મરૂપે.

**કથન ... ... ભાવને** – એક પતિપત્નિતરિકેની આપણી ચેષ્ટાઓ જે જગત્ જોતું હતું તે જ કંઇ આપણું બધું જીવન ન હતું; પણ એથીયે વધુ જે આત્મા આત્માને ઓળખવાનો આપણો જીવનક્રમ હતો તે જગત્ જોઈ કે જાણી શક્યું ન હતું. આપણા સ્થૂલસમ્બન્ધથી ગુપ્ત એ શો ભાવ હતો તે મ્હેં ત્હને કોઈ દીવસ મ્હોડેથી કહ્યો હતો નહિ તેમ જ ત્હેં પણ મ્હને જણાવ્યો નહિ. એમ હોવા છતાંયે તે ગૂઢ અને છુપો ભાવ આપણાં હૃદયો વગરકહ્યે જાણી લેતાં હતાં.

૯-૧૬

**સકલ ... ... ઢાંકશે** – અહિં અધિક એવી 'સકલ ક્ષણની માધુરી'નું ન્યૂન એવી 'જરા દુઃખ'થી ઢંકાવાનું કથન કરવામાં આવ્યું હોવાથી પરિવૃત્યલઙ્કાર થાય છે.

**આગે** – આગળ. પ્રયોગ રૂઢ છે.

**નથી પથ અન્ય કો'** – તે અગાધ શક્તિ આગળ વ્યક્તિત્વ ઇચ્છાશકિતનું કશું ચાલતું નથી એવો ધ્વનિ.

**રૂદન પણ ત્યાં વ્યર્થ** – નાયક-નાયિકાના આ દિશામાં કંઇ પણ કરી શકવાના પુરૂષાર્થની અફલતા દર્શાવી છે.

**જ્યારે વિભુકૃતિ એમ છે** – અહિં તે સર્વજ્ઞાનમય શકિતને અધીન થવાની વૃત્તિસાથે આત્માર્પણવૃત્તિયે જાગૃત કરવાનો હેતુ છે.

**નહિ ... ... શકું** – આ મનુષ્યમાત્રની સ્વાભાવિક લાગણીપ્રબલ ભાવના છે. એ દુઃખદસત્યનું જ્યારે પ્રેમીહૃદયને ભાન થાય છે ત્યારે ધીરજ ખુટી જાય છે.

**રૂદન ... ... નભે** – ત્યારે હવે શું મ્હારે અહિં એકલાં રહી રૂદન કરવું? પણ રૂદનથી વધુ શો ફાયદો? શું તેથી હૃદયનો ભાર ઓછો થાય છે? અને જો તેમ હોય તો આકાશમાં રહેલા તે મેઘનો ભાર આમ સતત રડ્યાં છતાંયે હજી કેમ હલકો થયો નથી? અહિં ઘણા ભાવો પૂર્વપૂર્વતાને દબાવી દેતા હોવાથી ભાવશબલતા ઉત્પન્ન થાય છે.

૧૭-૧૮

હું જાણું છું કે કોઇ દીવસ મ્હારે પણ આ જગતને છોડીને જવું પડશે; ત્યારે મ્હારા વિયોગનો શોક કોને રડાવશે? ધ્વનિ એવો છે કે ત્હારાં મૃત્યુને સમયે એ દુઃખદ વિયોગના પરિણામે હું રડનાર રહી-રહ્યો છું, પણ મ્હારાં મરણવખતે એ વિયોગના દુઃખથી કોણ રડશે? અર્થાત્ કોઇ જ નહિ. ત્હને ત્હારી પાછળ એક રડનાર રહ્યું છે તેટલોયે સંતોષ છે પણ મ્હારાં ભાગ્યમાં તો તેયે નથી.

# જલધિ

આ કાવ્યનો કેટલોક ભાગ 'જ્યોતિ:સાગર'ના સંકેત નીચે આગળ પ્રગટ થયો છે. ધર્મવિષયે ગણાતા કેટલાક મહાપ્રશ્નોનો અહિં કવિની માન્યતાપ્રમાણે ખુલાસો કર્યો છે.

<u>૧-૬</u>

**ચલકચલક થાતું** – ચૈતન્યમય. પાણી એ કેવલ જડ જ નથી, પણ ત્હેમાં જે જ્યોતિરૂપે ચલકાટ જણાય છે એ કવિના ધારવાપ્રમાણે એનું ચૈતન્ય.

**ક્ષેત્ર** – બ્રહ્માંડ.

**વિષમ ન ... ... છવાયું** – અદ્વૈતની દૃષ્ટિથી ઉભય પક્ષે સાભિપ્રાય.

**ગગનપટ ... ... રૂપો** – બ્રહ્મવિહારને અનુલક્ષીને. જગતનાં દૃશ્યપદાર્થોની ભિન્નતામાં ર્‌હેલાં ઐકયથી સૂચિત.

**જલધિ ન કદિ હોયે** – વિજ્ઞાનશાસ્ત્રના શોધનપ્રમાણે અણુપરમાણુયુકત જડસમૂદાયરૂપ.

**તેજ કયાંથી** – ચૈતન્યનું અસ્તિત્વ જડવાદથી સંપૂર્ણ નથી ઉકેલાયું.

**કનકકિરણ ... ... ઊર્મિઓના** – 'કનકકિરણ' એ ચૈતન્યઅંશુને ઉદ્દેશી. પથ્થરજેવા જડપદાર્થોયે અન્યજીવોની માફક વધે ઘટે છે; અને એવા દ્રવ્યોમાયે ચૈતન્યની છાંટ છે એમ આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીઓનું માનવું છે.

**જલમહિં ... ... એ** – આ બધું જોતાં કેવલ એ નિર્ણય બાકી રહે છે તે એ કે (૧) કયાં તો આ બ્રહ્માંડ બધું જડ હોય, જડના પરિણામરૂપ છે, (૨) કયાં તો એ બધું ચૈતન્ય હોય, ચૈતન્યના પરિણામરૂપ છે. એટલું જ નહિ પણ (૧) કયાં તો જડમાં ચૈતન્ય છે, કે (૨) કયાં તો ચૈતન્યમાં જડ છે. પણ એટલું તો નક્કી જ કે એ બન્ને વસ્તુઓ કોઈ એક જ વસ્તુનાં બે ગુણો–અંશો હોવાંજોઇએ. એટલે મૂલ એક પણ ગુણરૂપે બે, જેમ અગ્નિમાં દાહકશક્તિ અને પ્રકાશ બન્ને.

## ૭-૧૪

**અનેકરૂપ** – સાતમીનો પ્રત્યય 'એ' લુપ્ત. વિચિત્ર સમયાનુકૂલ સંલગ્નના પરિણામે એક જ તત્વ આપણને જગતમાં અનેકરૂપે દૃશ્ય થાય છે.

**ઊર્મિ ... ... ઉંચી કરી** – ઉત્ક્રાન્તિવાદને કબૂલ રાખ્યો છે. હિન્દુધર્મશાસ્ત્રોમાં માનેલી ઉચ્ચનીચ કોટિઓ.

**દીપજ્યોત ... ... પ્રકાશથી** – દીવાની જ્યોત જૂદી છે તે

એટલા પુરતી કે તે સૂર્યની નથી; પણ પ્રકાશરૂપે તો બન્ને એક જ.

**તરંગં ... ... કદિ** – તેમ સમુદ્રના મોજાંઓ એક એકથી જૂદાં, પણ પાણી કંઇ સમુદ્રમાં જૂદું નથી. મૂલરૂપે સર્વ પદાર્થો એક હોવાનો ધ્વનિ.

૧૫–૨૬

**મોજું એક ... ... ભેદમાં** – સ્થૂલરૂપે આ અવલોકન જાણવા જેવું છે, દૂરના મોજાંઓને આપણે ધારી ધારીને જોઇએ છીએ ત્યારે આપણને તે મોજાંઓ ધીમેધીમે ક્ષિતિજતરફ સરી જતાં જણાય છે; પણ ખરીરીતે કોઇ મોજું આવતુંયે નથી અને જતુંયે નથી. વસ્તુતઃ જે પાણીના તે મોજાંઓ બન્યાં હોય છે તે પાણીતો ક્ષિતિજનું ક્ષિતિજપાસે અને કિનારાનું કિનારાપાસેજ રહે છે. તત્વોના સમૂહથી ઉત્પન્ન થયેલું શરીરપણ તે જ્યારે નાશ પામે છે ત્યારે તે તત્વોનાંજૂથને વિખેરાતાં મૂકે છે. આ જડતત્વો અને આત્મા હોય છે તો ત્યાંના ત્યાં જ, પણ આપણી દૃષ્ટિ–બુદ્ધિમાં આથી ઉલટું જ જણાય છે. 'દૃષ્ટિ ભેદમાં' એને પાઠાન્તરે 'દૃષ્ટિમાં ભેદ' એમ વાંચવું.

**વાવિકારથી ... ... બીજી રીતે** – આ 'સરી'જવાપણું, આવવાપણું, જવાપણું વિગેરેના કારણરૂપ 'વાવિકાર.' એ ચૈતન્યમાં વિકારાદિ શાથી થાય છે? આનો ભેદ તો જેને સાક્ષાત્કારથી 'દિવ્યદૃષ્ટિ' પ્રાપ્ત થઇ છે એવા યોગીઓ જ પામી શકે; આ સિવાય બીજો માર્ગ નથી.

**જો ! મ્હણે ... ... ફરીફરી** – અહિં 'અનન્ત'થી પૂર્ણતાનો ભાવ; 'એક'થી અદ્વૈત અને 'ચિર'થી ક્ષણિકવાદના સિદ્ધાંતોને પુષ્ટિ આપી છે.

**ઉઠી ... ... શમે** – સર્વવિષયોનો ઉપભોગ કરી આત્મા પાછો પોતાના મૂલસ્વરૂપમાં લીન થાય છે. 'તૃપ્તિ પામી રૂપથી' એમ કહેવામાં બ્રહ્મનો સ્થૂલવિહાર સૂચિત છે.

**શમી ... ...જ્યોતિવાળા** – આ શમવાની ક્રિયા તે મૃત્યુ.

**ના રૂપ ... ... બને ક્યાં** – કવિ અહિં પુનર્જન્મનો નિષેધ કરે છે. આ નિર્ણયથી ઉત્પન્ન થતી સ્વાભાવિક શંકાઓનું સમાધાન હવે પછીના શ્લોકોથી કર્યુ છે.

૨૭–૩૦

**એક સમે** – કવિનો કહેવાનો આશય એવો છે કે જે દ્રવ્ય એકવખત જે રૂપમાં જોવાનું મળ્યું તેવા જ રૂપમાં ફરી પાછું તે જોવાનું મળતું નથી.

**અંશેબધા** – જે જે તત્વસમૂહોનું તે પરિણામ હતું તે તે બધાં તત્વો પૃથ્વી, જલ, વાયુ, તેજાદિ.

**ઉર્મિસ્થિતિ ... ... ગમે તે** – 'ક્ષણ' શબ્દથી સ્થૂલરૂપની ક્ષણભંગુરતાનો ધ્વનિ. આ સ્થિતિ ગમે તો સાચી હો યા નહિ (કેવલ

સ્વપ્ન, ભ્રાન્તિ આદિના ભાવમાં) પણ એટલું તો ખરૂં જ કે તે સ્થિતિ અમુક સંજોગોમાં દશ્ય હતી.

તત્ક્ષણ – સ્થૂલશરીરના નાશ થવાની સાથે, કવિની માન્યતાપ્રમાણે, ત્હેમાં રૂહેલાં જડ અને ચૈતન્ય તત્વો સજાતિય અનન્ત તત્વોમાં તરત જ ભળી જાય છે. મૃત્યુપછી અમુકકાલસૂધી આત્મા ભ્રમણ કરે છે એવી માન્યતાનો અહિં સંપૂર્ણ નિષેધ કર્યો છે.

સાગરવારિ – બ્રહ્માંડના જડચૈતન્ય તત્વો.

## ૩૯–૪૨

એકદ્રવ્યના નાશમાં બીજાદ્રવ્યની ઉત્પત્તિ હોવાનો અહિં ધ્વનિ છે, જેમ કેરીના ગોટલાના નાશમાં આંબાની ઉત્પત્તિ છે તેમ. આ એકના નાશથી ઉત્પન્ન થતી આકૃત્તિને જો પુનર્જન્મ કહી શકાય તો એ સંભવિત. અને ત્હેમાંયે કવિ કહે છે તેમ જે જે જલકણોનું એક મોજું સમુદ્રમાં બન્યું હોય છે તે તે જલકણો તે મોજાંના નાશની સાથે બધે પ્રસરી જાય છે, અને જે બીજી ઊર્મિ અગર ઊર્મિઓ તે જ વખતે અને તે જ જગ્યાએ જોવાની મળે છે તે કેવલ તે જ નથી, પણ ત્હેના અંશરૂપે. આ પ્રમાણ એટલું બધું ઓછું છે કે તે અંશરૂપે ઉત્પન્ન થતી બીજી ઊર્મિઓને મૂલના પુનર્જન્મરૂપે માનવી એ ભૂલ જ કહેવાય.

૪૩-૫૦

કવિ હવે પોતાનાં કારણો વધુ સ્પષ્ટ કરે છે. અનન્તતામાં રહેલાં તે એકના જ અનેકરૂપ તત્વો પરસ્પર એકસરખું આકર્ષણ હોવાના કારણે, વિજ્ઞાનશાસ્ત્રના નિયમો પ્રમાણે, સમૂહનો નાશ થતાં પાછાં અનન્તતામાં ભળી જાય છે. આ જૂદાં પડેલાં તત્વોને ફરી **અનન્તતામાંથી** એકત્રિત કરી પાછું તે જ તત્વોનું બીજુંરૂપ (પુનર્જન્મ) ઉત્પન્ન કરવું, થવું અથવા થતું હોવાની માન્યતા કેવલ ભ્રાન્તિ જ છે.

ત્યારે આ જૂદાં જૂદાં દશ્યો ફરી ફરીને જોવાનાં મળે છે એ શું ? કવિ કહે છે કે એ દ્રવ્યો તે પૂર્વે નાશ પામેલાં અનેકરૂપોનાં ભિન્ન થયેલા તત્વોનાં પરસ્પર સંલગ્નથી એકત્રિત થયેલાં નવાં નવાં રૂપો. અહિં કવિ પુનર્જન્મ માને છે તે કેવા ભાવમાં અને નથી માનતા એ કેવા ભાવમાં એ બન્ને અપેક્ષાઓ સ્પષ્ટ કરી છે.

૫૧-૫૪

**ને દશ્યરૂપ ... ... થાતાં** – અને આવા સમૂહોથી ઉત્પન્ન થતાં અનેકવિધ દ્રવ્યો (સ્થૂલ, સૂક્ષ્માદિ બન્ને) ત્હેના નાશ સાથે તે સમૂહથી તેટલાવખતમાટે મુકિત પામતાં.

**તે ભાવિનું જીવન ... ... થાતું** – આરીતે મુકિત પામેલાં તે તત્વો (સમૂહરૂપે દ્રવ્યો) ભવિષ્યમાં કેવલ નિષ્કર્મ પડી નથી રહેતાં

ટીકા

પણ ફરીફરીને જૂદા જૂદા સમૂહોરૂપે કહિં કહિં જોવાનાં મળે છે. અર્થાત્ કોઈપણ દ્રવ્યની મુક્તિ એટલે કેવલ ત્હેનું તે અમુકસમૂહથી જૂદાપણું આનો અર્થ એવો નથી કે એ અમુકસમૂહનાં તત્વો અનન્તતામાંથી યે મુકિત પામ્યાં છે.

૫૫-૬૦

**મુકિત ત્હેની ... ... વારિધિથી** – ત્યારે આપણે મુક્તિ માનીયે તો તે કેવા રૂપમાં હોવી જોઇએ? આ મુકિત તે કેવલ નામ, રૂપાદિથી મુકિત હોઇ શકે, પણ તત્વથી તો નહિ જ. સમુદ્રના મોજાંઓની મુક્તિ ત્હેના રૂપના નાશથી થઇ, પણ તેથી શું તે (મોજું) સમુદ્રમાં જલરૂપથીયે મુક્તિ પામે છે? વિજ્ઞાનશાસ્ત્રીઓ ઠીક જ કહે છે કે જો આ અનન્તતામાંનો એક અણુપણ કેવલ એક ક્ષણમાટેયે ગતિ કરવાની ના પાડે કિંવા નિષ્કર્મ પડી રહે તો આ બ્રહ્માંડનો તે જ ક્ષણે અન્ત આવે. એટલે મુક્તિપામેલાં દ્રવ્યો યા તત્વો કોઇ અજાણ્યા સ્વર્ગમાં અકાર્ય નથી પડી રહેતાં, પણ નિરંતર પરિવર્તનો પામ્યાં જ જાય છે.

**પૂર્ણ** – પૂર્ણ ત્યારે જ કહેવાય કે જ્યારે ત્હેમાં નવાં નવાં દ્રવ્યોનીવૃદ્ધિ ન સંભવી શકે.

**ગતિમાન** – ગતિરહિતમુક્તિ હોવાનો નિષેધ.

**અનન્ત** – અન્તવિનાનો હોવાથી મુક્તિ હજીયે વિશેષ અસંભવિત બને છે.

**તો બન્ધ ... ... ક્યાં** – જ્યાં બન્ધન અને મુક્તિ બન્ને જ અસમ્ભવિત છે ત્યાં ત્હેના પ્રયત્નોયે શા? અને ત્હેનું દુઃખ અને આનન્દયે શો?

## આકાશ

આ કાવ્યમાં અનન્તતત્વ બ્રહ્મનું અને વ્યક્તિત્વરૂપે આત્માનુ અનેકસ્થિતિમાં દશ્ય થતું સ્વરૂપ વર્ણવ્યું છે.

૧–૨

**ઉંચે જોયું ... ... કરી લે** – વિશાલઆકાશપ્રતિ એકાગ્રદષ્ટિથી જોવાથી આ જગતનાં દશ્યો ધીમેધીમે નાશ પામતાં જણાતાં હોય અન્તે શૂન્યરૂપ બની જાય છે. આ અવલોકન અતિશય સ્વાભાવિક છે. વ્યંગાર્થમાં અધ્યાત્મભૂમિકાઓ અને તત્વચિન્તન એ એવી સ્થિતિ અને અનુભવ છે કે ત્યાં સામાન્યબુદ્ધિ પૂહોંચી શકતી નથી. અને એટલું જ નહિ પણ તેમ કરવાનો આપણે જેમજેમ વધુ વધુ પ્રયત્ન કરીએ છીએ તેમ તેમ આ સ્થૂલજગતનાં દ્રશ્યો (ઇન્દ્રિયજન્ય) કેવલ શૂન્ય-નિઃરસ બનતાં જાય છે.

3–૮

**અહા, તેવે … … તેજ ઝલકે** – આ શ્લોકમાં કવિએ આત્મસાક્ષાત્કાર પછી આ જગત્ જેરૂપે જણાય છે ત્હેનુ વર્ણન કર્યું છે: 'મીંચું નેત્રો ત્યાં તો' એમ કહેતામાં કવિનો આશય એ છે કે આ આત્મસાક્ષાત્કારની સ્થિતિ પસાર થઇ ગયા પછીયે (ત્હેનાધ્વનિરૂપ પ્રભાવથી) આ જગત્ કેવલ ચૈતન્યમય–જ્યોતિ:પૂર્ણ ભાસે છે. વાચ્યભાવમાં સુરજ'પર થોડો સમય દૃષ્ટિ એકાગ્ર કરી આંખો મીંચવાથી આપણને કેવલ કનકમય પ્રકાશનો જ આભાસ ઘણા વખત સુધી રહે છે એ અનુભવનું સૂચન.

**વળી ઉંઘાડીને … … નભ દીસે** – એટલું જ નહિપણ આ સાક્ષાત્કારની સ્થિતિ ઓળંગી ગયા પછી હું આ જગત્‌થી વિરકત ન રહેતાં ત્હેનો સ્વભાવપ્રેરિત (ઉંઘાડીને) ઉપભોગ કરૂં છું ત્યારે મ્હને એ જગત્‌ના વિષયો કેવલ વિષયરૂપે દેખાતા બન્ધ થઇ જાય છે અને ત્હેની જગ્યાએ સર્વ ભૂતમાત્રોમાં મ્હારા આત્માના જેવા જ અનેક આત્માઓ હું જોઉ છું વાચ્યભાવમાં આ અગણિત પ્રકાશચક્રો ન્હાનાં ન્હાનાં બિન્દુરૂપે જણાવાનું કથન જેણે આ અનુભવ કરી જોયો છે ત્હેને તદ્દન સ્વાભાવિક લાગશે. 'નભ' સાતમીનો પ્રત્યય લુપ્ત છે.

**હશે સાચા … … વસતા** – અમુક જ સ્થિતિમાં જણાતાં આ આત્મસ્વરૂપો શું ખરેખર સત્ય હશે કે કેવલ ભ્રાન્તિ જ. અને જો એ

સત્ય જ હોય તો શું બીજા અનેકાનેક સૂર્યો આકાશમાં વસતા ન હશે કે જેની આપણને કશી ખબરયે નથી?

૯-૧૭

અહિં આત્માનું પ્રકૃતિના રજોગુણમાંથી દશ્ય થતુ સ્વરૂપવર્ણન છે. આ દર્શન તેપૂર્વે વર્ણવેલાં 'કનકમય તેજ' જેવું તો નહિ જ આકાશ તો જે આગળ હતું તે જ છે, પણ તે પ્રકૃતિના સંસર્ગદોષથી વિધવિધરૂપે દેખાય છે, જેમ કાચનીચે લાલફૂલ રાખવાથી તે લાલ જણાય છે તેમ. અહિ આત્મા મૂલરૂપે શુદ્ધ એવો ધ્વનિ ત્યારે આ આકાશ કે જે સૂર્યનો પ્રકાશ હોય છે ત્યારે કનકમયપ્રકાશરૂપે દેખાય છે, ચન્દ્ર હોય ત્યારે રૂપેરી જણાય છે, અને જયરે એ ઉભય ન હોય ત્યારે કાળું કાળું (તમોગુણના પરિણામે) જણાય છે એ વાસ્તવિકરીતે જેવું નજરે દેખાય છે તેવું જ છે કે કેમ? એ હંમેશ એકરૂપે તો રહેતુ નથી જ, ત્યારે એ આકાશને હું કેવું માનું?

૧૮-૨૨

આ ત્રીજા શ્લોકમાં આત્માનું પ્રકૃતિના તમોગુણથી દશ્ય થતું વર્ણન છે.

**નયન**પણ ... ... **શ્યામ કાં** – બુદ્ધિ-નયન તો આ વખતેયે ખુલ્લાં જ છે પણ એ એવું તે શુ થયું કે જેથી આ આકાશ હવે

'કનકમય'યે નથી લાગતું, કે નથી 'રૂપેરી'યે લાગતું પણ કેવલ 'કાળું કાળું' જ જણાય છે.

૨૩-૨૬

કવિ આ શ્લોકમાં કંઇક તર્ક કરી જૂવે છે. આકાશ એ વસ્તુત: રૂપેરીયે નથી, નથી કનકમય, નથી ભુરૂં (સમુદ્રમાં મેઘના પ્રતિબિમ્બરૂપે જણાય છે ત્યારે) કે નથી કાળું; કારણ કે એ દરેક રંગો હંમેશ એકરૂપે રહેતા નથી. જે અમુક રંગ–ગુણરૂપ જણાય છે તે શું આપણી દૃષ્ટિ-બુદ્ધિના દોષરૂપે તો ન હોય? પણ ત્યારે એ આત્માનું સત્યસ્વરૂપ કેવું? અથવા એમપણ ન બન્યું હોય કે એ આકાશ–આત્માનું મૂલસ્વરૂપ કોઇને હજીસુધી જોવાનું જ ન મળ્યું હોય અને તેથી જ જેને જેમ ફાવે તેમ ત્હેનું વર્ણન સઉ કરતા જાય છે.

૨૭-૩૨

આ શ્લોકથી કવિ પોતાની માન્યતા પ્રતિપાદન કરે છે.

**મપાયે ના ... ... જગત્માં** – આત્માની અનન્તતા માપી શકાય એવી નથી. આકાશમાટેયે આ બધા આક્ષેપો સાચા.

**ન વા કહેવાયે ... ... ધરે** – અને એ આત્મા–આકાશના ગુણો કેટલા અને કેવા છે તથા એમાં ગુપ્તથીયે વધુ ગુપ્ત શી શી ચીજો

ભરી છે એ બધું શોધી શકાય કિંવા વર્ણવી શકાય એવું નથી.

**ન કો' જાણે … … શકે** – આત્માએ અવિભક્ત અણુ પરમાણુના સમૂહરૂપ કવિ એમ કહેવા માગે છે કે જેમ લાકડું, વિજળી આદિ દ્રવ્યો અમુક તત્વના સમૂહથી બને છે તેમ આત્માએ તેથી વધુ સૂક્ષ્મ એવાં તત્વના સમૂહરૂપે બનતો રહે છે. આત્માએવી ચીજ કંઇ તૈયાર મૂકી રાખી નથી, કે નથી ત્હેનો જથ્થો અમુક જગ્યાએ ભરી રાખ્યો. કુદરતનાં અન્યદ્રવ્યોની માફક એએ અનેક રૂપાન્તરો અને અનેક સૂક્ષ્મ તત્વસમૂહના કારણે ઉત્પન્ન થાય છે; નાશ પામે છે. 'આત્માની ઉત્પત્તિ નથી; ત્હેનો નાશ નથી' ઇત્યાદિ કથન એટલા પુરતું જ સત્ય કે તે રૂપાન્તર પામતું હોવાથી મૂલતત્વોરૂપે અમર તો છે જ. તે નવું થતું નથી કેમકે પૂર્ણ એવાં બ્રહ્માંડમાં નવીન મૂલતત્વોની ઉત્પત્તિ અસંભવિત છે. અર્થાત્ ત્હેનો મૂલરૂપે નાશ નથી કે નથી ત્હેની ઉત્પત્તિ.

વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે તેમ બ્રહ્માંડના પ્રત્યેક તત્વને ક્ષણપ્રતિક્ષણ સમૂહબન્ધારણ તો ફેરવવું પડે છે જ, નહિ તો આ સૃષ્ટિનો કાર્યક્રમ તે જ ક્ષણે બન્ધ પડે. કવિની માન્યતાપ્રમાણે આત્મા એવું દ્રવ્યપણ આ નિયમની બહાર નથી.

**અને ખાલી … … નિજરૂપે** – અને આ ખાલી એવાં જગતમાં અમુક જ આત્માઓ મનુષ્ય, પશુ, પક્ષી, જન્તુ આદિરૂપે દૃશ્ય થાય છે,

ટીકા

કિન્તુ એસિવાય અનેકાનેક આત્માઓ (સૂક્ષ્મતર તત્વોના જૂથો કે જે નિરંતર પરિવર્તનો પામ્યાં જ જાય છે) તેયે બધાં એ ખાલી જણાતાં જગત્‌માં અદશ્ય વસેલાં છે.

**ઉંચે જોતું ... ... જાવે** – શુદ્ધ દ્રવ્યો પરિવર્તનો પામવાથી અશુદ્ધ થતાં નથી. પાણીનાં શુદ્ધ પરિવર્તનો સંભવિત છે જેવાં કે વરાળ, પાણી, બરફ ઇત્યાદિ. આત્માયે જેટલો તે અદશ્ય હતો ત્યારે શુદ્ધ હતો તેટલો જ દશ્યરૂપે જણાય છે ત્યારેયે શુદ્ધ હોય છે; પણ આપણને આત્મામાં જીવભાવનું આરોપણ કરવાની ટેવ, ત્હેને આપણાં ચિત્તનાં કર્મોસાથે જોડવાની ટેવ એટલી બધી દૃઢ થઇ ગઇ છે કે એ વિષમતા-એ આપણો ભ્રમ આપણે સ્હમજી શકતા નથી

33-40

**હશે પૂર્વે ... ... નયનથી** – હું જન્મ્યો તે પૂર્વે આકાશયે હતું અને મ્હારો આત્માયે હતો, પણ એ છે એવું જાણવાપણું તો મ્હેં જ્યારે દશ્યરૂપ લીધું ત્યારે જ સંભવિત બન્યું. ધ્વનિતાર્થે પૂર્વજન્મનો નિષેધ છે, કેમકે તેમ હોય તો આત્માના હોવાપણાનું આગળ જ્ઞાન થવું જોઇએ. અનન્તતામાંયે કવિ એક સમૂહનું તેરૂપમાં હોવાપણું કેવલ એક વખત જ માને છે. કવિ કહે છે તેમ "મ્હારો ફરી જન્મ નથી"

**છતાં લોકો ... ... તુજ ગયે** – જો કે હું મ્હારા જન્મ પૂર્વે આ આકાશ-આત્મા હોવાપણું જાણી શક્યો ન હતો છતાં લોકો કહે છે કે, 'ત્હારા જન્મપૂર્વેયે એ તો હતું જ, અને તું જશેપછીયે એ તો એવું જ રહેવાનું'.

**અને એવું ... ... ચિર રહે** – ભૂત અને ભવિષ્યમાં એ આકાશ એવું ને એવું જ રહ્યું હતું અને રહેશે એમ હું તો કહી શકું નહિ કેમકે એ બન્ને સ્થિતિમાં મ્હારૂં આરૂપે જાણવાપણું અસમ્ભવિત છે, છતાં લોકો કહે છે તે વાત જો સાચી હોય તો ત્હારૂં (આત્માનું અને આકાશનું) અમરપદ અનન્તકાલસુધી ટકી રહેવાનું.

૪૧-૪૫

**હું તો ... ... નયનથી** – હું તો અહિં એવાં એવાં સ્થૂલબુદ્ધિથી સૂક્ષ્મતર વસ્તુનું વર્ણન કરવા પ્રયત્ન કરૂં છું; અને એ મ્હારાં વર્ણનથી 'અધિક મધુરાં' વર્ણનો પૂર્વે થયાં હશે અને હવે પછી થશે; તોપણ એ બધાં વર્ણનોથીયે શું ? એ 'જડમનતણી' પોતાની કલ્પનાઓ શું સાચી જ હશે ? અને એ આત્મા અને આકાશના ખોટાં (અસત્ય) વર્ણનો થયાં હશે, થાય છે અને થશે તોપણ એ દ્રવ્યો પોતે એમ ક્યારે અને કેમ કહી શકશે કે, 'એ બધું ખોટું છે, અને મ્હારૂં સત્ય સ્વરૂપ તો કેવલ આવું છે તે જૂવો.'

# પ્રતિબિમ્બ

'પ્રતિબિમ્બ' એ અમુક અમુક જગ્યાએ ચિત્તના ભાવમાં અને અમુક જગ્યાએ શરીરના ભાવમાં આરોપિત છે. એકરીતે આ સંસાર (બ્રહ્માંડ) ને બ્રહ્મનું પ્રતિબિમ્બ કહીએ તોયે ભાવ ઠીક લાગશે. જેને જેમ વાંચવાથી વિશેષ ગમ્ય લાગે તેમણે તેમ કરી ભાવોને તેરૂપમાં સ્હમજવા.

૧-૫

આ શ્લોકના ઉદ્દગારો ચિત્તના હોય શરીરને સમ્બોધાયા છે. 'નહિ અહિં કંઈ પણ દ્રવ્ય બીજું' એ માયાની ઉત્પત્તિ ચિત્તમાંથી જ થઇ છે એ ધ્વનિના સૂચનરૂપે. અહિં આત્માનો સમ્બન્ધ કેવલ 'પ્રતિબિમ્બ' રૂપે જ. સ્થૂલશરીરથી આત્માને જૂદો કર્યો એટલે આ 'પ્રતિબિમ્બ' ભાવના એની મેળે જ બન્ધ પડે છે.

ને આ હસ્યું ... ... ત્યાં- ચિત્ત અને શરીર સાથેના અતિગાઢ સંસર્ગને અનુલક્ષીને.

૬-૧૪

શું એ ... ... કેમ ચાલે?- ત્યારે આ જગત્ દેખાય છે એ એ શું મૂલ કે પ્રતિબિમ્બ? ચિત્ત અને શરીરમાટેયે સમાનભાવયુક્ત.

જગત્‌ના ચિત્તના કે શરીરના પોતાના ગુણો કંઇ પણ નથી; એ તો અન્ય કોઈ દ્રવ્યના પ્રતિબિમ્બરૂપે જ જણાય છે. અર્થાત્ એ સર્વ ક્રિયાકાર્યોના મૂલહેતુરૂપ કંઇક બીજું જ કે જેનું એ માત્ર પ્રતિબિમ્બ છે. છવિમાં પડેલી આકૃતિના ગુણદોષો (લાંબા હાથ, બેસી ગયેલા ગાલ, માથાના વાંકા વાળ ઇત્યાદિ) કંઇ છવિના પોતાના ગુણો નથી. એતો કેવલ મૂલ આકૃતિનું 'પ્રતિબિમ્બ.' આ જગત્‌નું કર્તવ્ય તો તે મૂલ દ્રવ્યને જેવા ભાવમાં તે ઇચ્છે તેવા ભાવમાં સંપૂર્ણરૂપે પ્રદર્શિત કરવું એ જ. ત્યારે એ જગત્‌ને છવિની માફક 'જડ' કહેવું અને જો તેમ હોય તો એ બધી ક્રિયાઓ કેમ કરી શકે?

વાચ્યભાવમાં કોઇપણ ચૈતન્યમયદ્રવ્યની પ્રતિચ્છાયા પોતે તો હોય છે 'જડ' છતાંયે જેવી તે ચૈતન્યમય આકૃતિ ચેષ્ટાઓ કરે તે અને તેવી જ બધી ચેષ્ટાઓ સંપૂર્ણરૂપે તે પ્રતિબિમ્બયે કરે છે. ત્યારે એ પ્રતિબિમ્બને ચૈતન્ય કહેવું કે જડ?

એ ભેદ ... ... પછી એ- કવિ કહે છે કે એ ક્રિયાઓનું રહસ્ય તો જલમાં છે, મૂલમાં નહિ; અને જે ચિત્ર છે એ કેવલ દૃષ્ટિ-બુદ્ધિનો દોષ, કેમકે એ 'સત્યછાયા' નથી. અને જે પ્રતિબિમ્બજેવું કંઇક આપણને જણાય છે એ મોહ-વિકારને લીધે. વાસ્તવિકરીતે તો જલ (જગત્-માયા) ના નાશસાથે પ્રતિબિમ્બનોયે નાશ, અને ઉલટપક્ષે

ટીકા

જો જલ હોય પણ આકૃતિ ન હોય તોયે તે (પ્રતિબિમ્બ) નો નાશ. ત્યારે એ પ્રતિબિમ્બનું અવલંબન કોનાઉપર અને એની સર્વ ચેષ્ટાઓમાટે દોષિત કોણ?

૧૫-૧૮

**નયન જોઇ શકે ન માર્ગ** – આ મૂલ અને પ્રતિબિમ્બનો સમ્બન્ધ ક્યારે અને કેવીરીતે બન્ધાય છે એ આપણી દૃષ્ટિ-બુદ્ધિ જોઇ કે જાણી શકતી નથી. એ અગોચર ક્રિયા એ જ આ જગત્‌નો ભ્રમ.

૧૯-૨૨

**શું માનું ... ... બધું શું** – ત્યારે એ પ્રતિબિમ્બ શુ કેવલ ભ્રાન્તિ જ? અને એ ખોટું હોય તો મ્હારા જેવી જ બધી ક્રિયાઓ એ કેમ કરી શકે? અને વળી જ્યાં જ્યાં હું છું ત્યાં ત્યાં બધે એ મૂલરૂપે જ ક્યાંથી આવીને ઉભું રહે છે? પછી જે કંઇક નજરોનજર જોવાનું મળે છે તે શું?

## વેલી

જગતનાં કાર્યોમાટે, આત્માની ઉન્નતિનેમાટે સ્ત્રીને પુરૂષનો સમ્બન્ધ અતિ આવશ્યક છે એ કવિની માન્યતાનું પોષણ 'વેલી'માં ધર્મ્મારોપણથી સ્પષ્ટ કર્યું છે.

**૧-૭**

**હતી ન્હાની ... ... રહેશે** – વેલી ન્હાની હતી ત્યારે ત્હેને ઉંચે ચ્હડવાને ટેકાની જરૂર જણાય હતી નહિ. બાલા ન્હાની હતી ત્યારે તે પોતાની રમવાની વસ્તુઓમાંથી આનન્દ શોધી શકતી હતી, પણ હવે તે જેમ જેમ મ્હોટી થતી જાય છે તેમ તેમ માનસિકવૃત્તિઓમાં કદાચિત્ તે નિર્દોષ રહેશે પણ ત્હેનું શરીર શું પ્રથમ ન્હાનું હતું તેવું જ રહેવાનું છે ?

**ને તેથી ... ... હૃદય કો'** – ને તેથી જ હવે તે ઉચ્ચ સૃષ્ટિઓમાં રમણ કરવા, પ્રિયહૃદયના આધારથી તે અપ્રાપ્ય એવી વસ્તુ અને આનન્દને પ્રાપ્ત કરવા અને પોતાના બધા મધુરગુણોને દૃશ્યરૂપે ખીલવી પોતેયે આ રસિકજગતનું અરધું અઙ્ગ છે એમ બતાવવા, પોતાના સમૂહમાંથી આવાં કોઇક યોગ્ય હૃદયને શોધવા તે પ્રયત્ન કરે છે.

**૮-૧૬**

**મધુરસ્વરથી** – પુરૂષને જીતવાનું આ ત્હેમનું એક સાધન.

**ગ્રહણ ... ... ઉર આ** – સ્ત્રીજાતિની કોમલતા, દીનતા અને આધીનવૃત્તિના સૂચનરૂપે. જ્યાં ભૂલથી 'ગૃહણ' છાપ્યું છે ત્યાં 'ગ્રહણ' એમ સુધારી વાંચવું.

**અણમૂલાં** – પોતાનીયે જગત્માં કંઇક જરૂર અને કિમ્મત છે એમ ધારીને.

ટીકા

**ન વા ... ... પ્રિયનું** – કેવલ મૌનથી જ કોઇક વખત પ્રિયહૃદયને વિશેષ આકર્ષી શકાય છે એ અનુભવ સામાન્ય છે.

**શરમભરી** – આ મૌનનો અર્થ સમ્મતિ થાય છે એમ તે સહમજી ગઇ એટલે સ્વાભાવિક જ શરમાય છે.

**અદ્વૈતરતિ** – કેવલ પશુવૃત્તિનો સ્થૂલ સમ્બન્ધ જ નહિ પણ હૃદયહૃદય અને આત્માઆત્માનું ઐક્ય.

**દીસે નેત્રે ... ... અરધાં** – આ રસિકજગતનાં તે દશ્યરૂપે જણાતાં બે અરધાં અર્ઙ્ગો.

## કુસુમ

કવિ અને કવિની કૃતિઓ, કવિ અને કવિનું જીવન આ ઉભયપક્ષે કાવ્યના આક્ષેપો સાચા અને અંગત હોવાથી આ કાવ્યપર ટીકા લખવી યોગ્ય ધારી નથી. કાવ્ય રહ્યું છે પણ અપૂર્ણ અને જે ભાવમાં અને જે સ્થિતિમાં એ અપૂર્ણ રહ્યું છે–કવિએ સહેતુક રાખ્યું છે, તે જ અને તેવા જ ભાવ અને સ્થિતિના કારણે એ કાવ્યપર કોઇપણ પ્રકારની ટીકા આપી શકાય એમ નથી. રસિકવાચકોને તર્કો કરવાનું બહોળું ક્ષેત્ર છે

એટલે જેમને જે યોગ્ય લાગે તે ભાવમાં એ કાવ્ય સ્હમજવામાં કોઈ પ્રકારનો દોષ આવે એમ નથી.

## પંખીડું

અહિં આત્માનું ઉત્પત્તિથી ક્રમસઃ વર્ણન છે. પ્રથમ પંખીડું કોષમાં હોય છે ત્યાંથી તે જન્મ પામે છે, અને અન્ય વિશેષ ઉચ્ચ સ્થિતિનેમાટે પુરૂષાર્થ કરે છે. આ પુરૂષાર્થના કારણરૂપ કેવલ આનન્દ કે જે મુક્તિનો હેતુ છે અને જે આનન્દનો અનુભવ તે પ્રતિક્ષણ કરતું જ રહે છે.

1-4

ભેદી – સ્વગતિથી માર્ગ કરી, આત્માનાં વિકાસક્રમનું, બલનું અને ગતિનું શબ્દભાવથી સૂચન છે.

કોષ – ઇંડું, ગર્ભનું પોષણસ્થાન. વ્યંગાર્થમાં આનન્દમયકોષ શબ્દહેતુ છે. આનન્દમયકોષનો વિશેષ વિસ્તાર કરી, 'કોષ' શબ્દનો બ્રહ્માંડ' એવો અર્થ પણ ઘટાવી શકાય છે.

જે કૃતિ ... ... ઉકલે – વસ્તુતઃ 'કોષ અદૃશ્ય' હોવા સાથે ત્હેની રચનાયે એવી છે કે, સ્થૂલદૃષ્ટિથી ત્હેનું પૃથક્કરણ થઇ શકે નહિ. ગર્ભિત હેતુ એવો પણ છે કે, એ 'કોષ' કિંવા બ્રહ્માંડની વ્યવસ્થા

ટીકા

એટલી તો અગમ્ય છે કે શૂન્યવાદ જડવાદ કિંવા નાસ્તિક્યવાદથી તે રદ થઇ શકે એમ નથી.

**અવનિપ્રભા** – જગતનો દૃશ્યપ્રકાશ.

**દૃશ્યમાં** – દૃશ્ય જગતમાં.

**મુગ્ધ થતું** – નવીનતા અને વિશેષતા જોઇ સમ્મોહ પામતું.

**શું એ બધું સત્યમાં** – ગર્ભમાં જે જે વિચિત્રવર્ણ દીસતા, તે દૃશ્ય જગતમાં તેવા જ રૂપમાં જણાતાં શંકા થઇ કે જગતમાં બધું દેખાય છે તે શું વાસ્તવિક સત્ય હશે કે કેવલ ભ્રાન્તિ જ? 'કોષ' ઘણો સમય રહેવાથી જગત્ ત્યાંનાં તત્વોની માત્ર છાયા તો નથી એ સંદેહપણ સૂચિત છે.

૫–૮

**આભે** – આકાશમાં; બ્રહ્મસ્વરૂપની ઉચ્ચ ભૂમિકામાં.

**ઉજ્જવલ** – નિર્મલ અને તેજપૂર્ણ એવા બે ભાવો.

**કો'** – સ્થૂલરીતે સૂર્યની છે એમ જણાય પણ ત્હેનો સ્વ નિર્ણય થયો નથી જેથી 'કો' એમ લખ્યું છે. વ્યંગાર્થમાં–આનન્દ કોષની જ્યોતિ અનિર્વચનીય હોવાથી ઉક્ત શબ્દ સાભિપ્રાય છે.

**આશ** – મુમુક્ષુતા. મૂલથી આછો થઇ છાયારૂપે આવેલો પ્રકાશપણ આટલો બધો આલ્હાદક લાગે છે તો 'ભૂમિથી અધિક જ્યોતિ' કેવી હશે એમાટેની ઉત્કંઠા–'આશ' પાછળથી પુરૂષાર્થમાં પરિણામે છે.

**ઉડે** – ઉપર પ્રમાણે 'દ્વિરૂપ જ્યોતિ' પ્રતિ 'આશ' અને 'રતિ' ઉત્પન્ન થતાં ઉડવારૂપી પુરૂષાર્થ સહજે થયો.

**નભ** – આકાશ કે જે 'દિવ્યજ્યોતિરચિત' છે અને તેથી જ 'સ્વાનન્દ'નો હેતુ તે–પ્રતિ.

**મૂકી નિજ નિવાસ** – પોતાની જે સ્થિતિ છે તેથી વિશેષ આનન્દનું બીજું સ્થાન શોધવા માટે ત્હેને મૂકી.

**ક્ષુદ્ર રસનો** – સ્થૂલસૃષ્ટિનાં સુખથી અધિક આનન્દ–કેવલ આનન્દ પૂર્ણ એવાં સ્થાનની કલ્પના વા સત્યભાસથી 'નિજ નિવાસ ક્ષુદ્રરસનો' લાગતો.

**પાંખો પ્રસારી પૂરી** – બની શકે તેટલા સર્વ્વ પ્રકારના પુરૂષાર્થથી.

કડી–૧૪

**વચ્ચે શ્રેણી નથી શું** – ઉડવામાં કેવલ પોતાના બલ ઉપર જ આધાર રાખવો પડતો હોવાથી વચ્ચે કોઇક 'શ્રેણી'–નિસરણીમાટે તે જૂવે છે કે જેની સહાય્યથી પોતાના લક્ષ્યપ્રતિ તે જલદી અને થોડી

મહેનતથી જઈ શકે. વ્યંગાર્થમાં–આત્મા હવે કાંઇક અશુદ્ધિથી પ્રથમ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે 'કોષ ભેદી' જીવરૂપ મનાયો છે. જો આ સર્વ શુદ્ધ આત્માનું વર્ણન હોય તો 'જૂવે', 'દેખી', 'મુગ્ધ થતું', 'નહિ સ્હમજતું' આદિ ભાવસૂચક ક્રિયાપદોનો પ્રયોગ નિષ્પ્રયોજન થઇ પડે, પણ આ પુરૂપાર્થ 'જીવ' ભાવનો છે એ ધ્યાનમાં રાખવું. આથી પોતાના ઉડ્ડયનની સ્થિતિમાં કાંઇક ધર્મ્મના અવલમ્બનમાટે તે જૂવે છે.

## ૧૫-૧૮

**આનન્દ ... ... જોતું** – મુકિતનો ઇપ્સિત હેતુ જો કંઇ હોય તો તે આનન્દ. આ આનન્દ તો એ પંખીડું જીવનમાં પ્રતિદિન અનુભવતુ એટલે મુકિતને તે શા માટે શોધે?

## ૧૯-૨૬

**બન્ધન ... ... લેતું** – ત્હેના આનન્દનો નાશકરનારી એક જ વસ્તુ અને તે બન્ધન કે જેમાટે ત્હેનું જીવન નથી જયારે ત્હેને બન્ધન (પાંજરા) માં પુરવામાં આવે છે ત્યારે જ તે બન્ધનજેનેછેએવા દેહની આહુતિ આપીને તે પોતાની મુકિત લેતું.

**ના ઇચ્છા ... ... જગ જોતું** – એ મુકતઆત્માને કશી ઇચ્છા નથી, અને કંઇક ઇચ્છાજેવું લાગતું હોય તો તે કેવલ જગતને પોતાના ગુણોથી પૂર્ણ આનન્દરૂપે જોવું એ જ. આ નિત્યમુકત જીવો.

## તારક

આ કાવ્ય સમુદ્રકિનારે સન્ધ્યાસમયપછી લખાયું હતું. સૂર્યાસ્ત થયા પછી ક્ષિતિજ’પર લાલપીળી ઝાંખી રેખા રહી ગઇ હતી, જેસમયે કેવલ એક તારલો સંધિથી સહજ ઉંચે દૃષ્ટિગોચર થતો હતો. આ દૃશ્યમાં વાચ્યકાવ્યની ઉત્પત્તિ છે, લક્ષ્યાર્થમાં આત્માને તારક અને સૂર્યને બ્રહ્મરૂપ કલ્પી સાક્ષાત્કારપછીની સ્થિતિ વર્ણવી છે. રૂપક અયોગ્ય તો નથી જ.

1–8

**રોષ કે હોંસથી વા** – આનન્દ કે રોષ એ મનની બે સ્થિતિમાં શરીરનો અને મુખ્યત્વે મુખનો વર્ણ લાલ થઇ જાય છે. સૂર્યમાં ભાવનાના આરોપણથી ધ્વનિ ઉત્પન્ન કર્યો છે.

**ઝીણી રેખા રહેલી** – આત્મસાક્ષાત્કાર પછી સહજ સ્મૃતિરૂપ.

**પીળી રાતી ક્ષિતિજ’પર** – હજી ‘ક્ષિતિજ’પર’ સૂર્યની સ્થિતિ હોવાથી ત્હેના મૂલગુણો ઝાંખા ભાવમાં તેવા જ રૂપે દૃશ્ય થાય છે. વ્યંગાર્થમાં સાક્ષાત્કારની સ્થિતિમાંથી ઉતર્યા પછી તાત્કાલિક નિરિક્ષણ કરતાં આપણને ત્હેના સત્, ચિત્ અને આનન્દ આદિ ભાવો તેવા જ શુદ્ધરૂપે દૃશ્ય થાય છે.

**ગાઢી પૂહેલાં** – પ્રથમ ઓતપ્રોતરૂપે અને પાછળથી 'આછી થતાં' થતાં ધીરેધીરે 'ઉંચા ગગનપટમાં મળી' ગઇ વ્યંગમાં આ 'ગગનપટ' તે સ્થૂલરૂપે જગત્ કે જેમાં સાક્ષાત્કારનીસ્મૃતિ, ઉપાધિઓ અને ભૌતિક આવરણોને લીધે, 'ધીમેધીમે' આછી થઈ જાય છે.

**ચિત્ર લેખ્યું** – માનવજીવનના આદર્શસૂચક.

**મળી પછી જતી મૂલમાં** – મૂલરૂપ સૂર્ય કે જેમાં તારલાની જ્યોતિ સાયંકાલસમયે અલૌકિકરીતે મળી જતી. 'યોગ કેવો?' એમાં બ્રહ્મ અને આત્માની ઐક્યતા અવર્ણનીય હોવાનો ધ્વનિ.

**નયન ... ... ત્હેની નિશાની** – તારકમાં સૂર્યનું નયન હોવાની ઉત્પેક્ષા ઉભયપક્ષે આણી છે. સંધિથી સહજ જ ઉંચે આ તારક હોવાનું પૂર્વે જણાવ્યું છે. સૂર્યની 'દેહ ડૂબવામાં' ત્હેના અસ્તનો ધ્વનિ છે. એટલે દેહ ડૂબ્યા પછીપણ જેમ તરતામાણસનું ડોકું બ્હાર દૃષ્ટિગોચર રહે તે પ્રમાણે સૂર્યનું આ કલ્પિત 'નયન' 'ત્હેની સૂક્ષ્મ નિશાની'રૂપ હજી રહી ગયું છે. બ્રહ્મની વિશાલતાની તૂલનામાં વ્યક્તિત્વ આત્મરૂપ 'નયન' જેવું લાગે કે સૂક્ષ્મચિહ્નજેવું જણાય એ સંભાવના વધુ પડતી ન કહેવાય.

'ઉભેલો' એ નરજાતિ તારકને અનુલક્ષીને. અહિં પુરૂષત્વનો ધ્વનિ;

અને તે જ તારકમાટે નાન્યતરજાતિ નયનરૂપે 'કેરૂં' શબ્દ મૂકીને વર્ણન કરવામાં લઘુપણાનું તેમ જ અંશુરૂપ હોવાનું સૂચન.

દ–૧૨

**બોલે** – ખગોળશાસ્ત્રીઓના કહેવાપ્રમાણે એમ વાચ્યાર્થ. ધ્વનિતાર્થમાં તત્વવેત્તાઓ અને દર્શનિકોની માન્યતાપ્રમાણે આત્માની બ્રહ્મ સાથે સમાનતા. આ કથન સત્ય હોવા છતાંયે પ્રથમ આરોપણ કોઈ અમુક વ્યક્તિમાં ન હોવાથી ઐતિહ્યપ્રમાણાલઙ્કાર થાય છે.

**લાગે ન્હાનો** – તુલનાના વિશેષ પોષણમાટે તારકમાં 'રવિ' થી પણ 'અધિક' હોવાની કલ્પના કરી છે. કારણરૂપ 'દૂર દૃષ્ટિથી ત્હેમાં' એમ કહ્યું છે. 'અધિક' શ્લેષ છે એટલે એનો અર્થ કયાં તો (૧) મ્હોટો કે (૨) ઘણો ('દૂર' સાથે લઇએ તો) એમ બન્ને થશે. ભાત્ર જેમ વિશેષ ઠીક લાગે તેમ વાંચવું કથન ઉભય ભાવમાં સત્ય અને સાભિપ્રાય છે.

**અધિકપટથી** – આકાશ અને માયા ઉભયની વિશાલતા ને સર્વવ્યાપીપણું દર્શાવવા અને તેપણ 'ખાલી' પટરૂપે 'ખાલી' શબ્દ માયાની નિઃરસતા, શૂન્યતા અને ભ્રાન્તિના સૂચનરૂપ.

**વિષમ .:. ... બની શું** – કદાચિત્ એવું પણ બન્યું ન હોય કે દૃષ્ટિની વિષમતાથી આમ ન્હાનામ્હોટાપણું જણાતું હોય, પણ વાસ્તવિકરૂપે એવો કોઇ ભેદ હોય જ નહિ. 'વિષમ દૃષ્ટિ' તે અજ્ઞાનમય

સ્થિતિ કે જેમાં આત્માના સર્વગુણો જોઇએ એવા જણાતા નથી અને તેથી જ તે ( આત્મા ) લઘુરૂપે જણાય છે.

૧૩-૨૦

**જ્યાંસૂધી ... ... અંશુમાંથી** – ઉભયપક્ષે સ્થાયીભાવનું પોષણ થાય છે. આત્મસાક્ષાત્કારપૂર્વે પોતામાં આત્મતત્વ છે એવું પ્રત્યક્ષ જ્ઞાન નહોવાથી કવિ પ્રશ્ન કરે છે કે અત્યારસૂધી આ 'તારલો ક્યાં રહ્યો હતો?' કિંવા એમ પણ ન બન્યું હોય કે એ 'રવિ' ના જવા પછી ત્હેની 'જ્યોતિના અંશુમાંથી' ઉત્પન્ન થયો હોય અહિં 'રવિ' તે બ્રહ્મને અનુલક્ષી.

**આભમાં** – બ્રહ્માંડમાં. તારલાના અસ્તિત્વનો સૂર્યાસ્તપૂર્વે નિષેધ કર્યો નથી.

**પૂર્વેથી ... ... વિશ્વમાં શું** – કિંવા એમ પણ ન હોય કે અત્યારસૂધી આત્મતત્વ 'ગુપ્ત' રહ્યું હોય અને સાક્ષાત્કારની સ્થિતિ પછી પોતામાં જેવાં સમાન તત્વના યોગથી પોતે વધુ પ્રકાશમાં આવ્યું હોય. 'નિજસમ બીજું રૂપ' એમ બ્રહ્મમાટેનું આત્મતત્વનું બોધન વેદાન્તની દૃષ્ટિએ અતિશય ગ્રાહ્ય છે. વાચ્યાર્થમાં 'સૂર્ય' માટે 'તારક'ની આ તુલના તેટલી જ સ્વાભાવિક અને સાભિપ્રાય છે.

**વળગી** – ઐક્યમાં દ્વૈતનો ધ્વનિ.

**મૂલમાં** – શુદ્ધ સ્વરૂપે; જ્યોતિરૂપે.

**ક્ષિતિજ'પરથી** – સ્થૂલરૂપે દૃષ્ટિમર્યાદાઉલ્લંઘનથી સૂર્યની પાછી ગતિને અનુલક્ષી આ 'ક્ષિતિજ' તે અજ્ઞાનમય ભૂમિકાની અન્તિમ મર્યાદા.

**રૂપ બીજું ધરીને** – બીજુંરૂપ ધરવ ની ઉત્પ્રેક્ષામાં બ્રહ્મ પોતે જ આત્મરૂપે સ્થૂલતા પામે છે એ કવિની માન્યતાને પોષણ આપ્યું છે. જેને 'બ્રહ્મવિહાર' કહેવામાં આવે છે તે આ જ ભાવમાં. નાટકનાં પાત્રોની માફક અનેકરૂપો ધરીને 'જગતને અન્ધકારે વસેલું' જોવાની આ ચેષ્ટાનું 'તારક'મા આરોપણ સજીવધર્મારોપણથી અતિશય હૃદયગમ્ય બને છે.

**અન્ધકારે વસેલું** – માયાદિ ઉપાધિઓથી વિંટાયલું. પુરૂષમાટે પ્રકૃતિના રસાનુભવની ચેષ્ટા.

**૨૧-૨૩**

**નભપટ** – ઉચ્ચભૂમિકામાં તત્વરૂપે; સાતમીનો પ્રત્યય લુપ્ત છે.

**એવી રીતે** – આગળના પરિચ્છેદમાં વર્ણવ્યાપ્રમાણે

**અન્ધ નિશા** – 'નિશા' ને 'અન્ધ' કલ્પવામાં માયામાં અજ્ઞાન અને ભ્રાન્તિના અતિશયનો ધ્વનિ છે.

**સૂક્ષ્મરૂપે** – આત્મતત્વ સ્થૂલ ન હોવાના કારણે 'સૂક્ષ્મ.'

**ભૂમિને** – સ્થૂલદ્રવ્યોને. **જ્યોતિરૂપે** – શુદ્ધસ્વરૂપે.

**ઉષા** – જ્ઞાનના ઉદયસાથે. અહિં બ્રહ્મયોગનો ઉલ્લેખ છે કે જ્યાં આત્મા ઉપાધિઓથી મુક્ત થાય છે.

## કર્તાનાં બીજાં પુસ્તકો

**ગીતાંજલિ.** સાહિત્યમાં પ્રથમ પ્રગટ થયેલું સરલ અને રસિક ભાષાન્તર. રૂ. ૧-૪-૦

**કવિ ટાગોર.** કવિના વિચારોનું સાહિત્યદૃષ્ટિથી અવલોકન રૂ. ૧-૧૦-૦

**સંગીતધ્વનિ-પ્રથમધ્વનિ.** ગુર્જરસાહિત્યમાં ગણાતાં થોડાં સ્વતન્ત્ર કાવ્યોમાંનું એક. રૂ. ૨-૦-૦

**ઊર્મિ.** નવીન શૈલીમાં લખાયેલાં અન્તર્ભાવપ્રેરિત કાવ્યોનો સમૂહ. રૂ. ૨-૦-૦

**પ્રભુભક્તિ.** મુમુક્ષુઓને માર્ગદર્શક. રૂ. ૧-૪-૦

**હૃદયપુષ્પાંજલિ.** 'ખેયા'નું અનુકરણ. રૂ. ૦-૧૨-૦

**રાષ્ટ્રીયગીત.** હિન્દી બઙ્ગાલી રાગરાગણીમાં. રૂ. ૦-૧૦-૦

એન. એમ. ત્રિપાઠીની કું.-મુંબઈ.

---